એન. એમ. ત્રિપાઠીની કંપની. મુંબાઈ.

૧૯૨૧ની શાળાન્ત પરીક્ષા માટે મુકરર.

## સામળભટ્ટ કૃત

# ઉદ્યમ કર્મ સંવાદ.

હિ. ગ. અંજારિયા.

કિમ્મત આના દશ.

સામળભટ્ટ કૃત

# ઉદ્યમ કર્મ સંવાદ.

વટતું સંશોધન કરી,

માર્ગદર્શક ટીકા તથા શબ્દકોષ સહિત,

તૈયાર કરનાર,


હિમ્મતલાલ ગણેશજી અંજારિયા.

એમ. એ. એલએલ. બી.

'કાવ્યમાધુર્ય,' 'સંગીત મંજરી' વગેરેના સંપાદક.



સોલ એજન્ટસ—મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કંપની, મુંબઈ.

---

સંવત ૧૯૭૬      ઈ. સ. ૧૯૨૦

મુંબઈ

આ પુસ્તક મુંબઈ નં. ૯૩ ચીંચપોકલી પરેલ રોડપર લેડી નોર્થકોટ
હિંદુ ઓરફનેજ કે. એન. સેલર પ્રેસમાં **જાદવજી પીતાંબર**
ઠક્કરે છાપ્યું છે. અને **મી. હિમતલાલ ગણેશજી**
**અંજારિયા** એ મુંબઈ નં. ૨ ભુલેશ્વર મારકીટ
પરથી પ્રસિદ્ધ કર્યું છે.

# પ્રસ્તાવના.



પ્રાણીમાત્ર સમય અને સંજોગોને વશ હોય છે-કવિઓ અને લેખકો તત્કાલની અસરથી પર બની, ભવિષ્યને ઘડનારા અને સર્વકાલીન વાતાવરણ ઉભું કરનારા હોય છે, છતાં તેઓ પણ કાળની બેડીનાં બન્ધનથી નિતાન્તમુકત રહી શકતા નથી. પ્રશંસા, માન કે ધન માટે પ્રરાઇને લખનારા સામાન્ય પ્રતિના લેખકો વાચકની રૂચિને અનુસરે તેમાં નવાઇ નહિં; પણ અસાધારણ શકિત ધરાવનારા લેખકો પણ કાળબળની અસરોને સંપૂર્ણપણે તરછોડી શકતા નથી અને તે તે કાળની રહેણી કરણી અને આશય ઉદ્દેશો તેઓનાં લખાણમાં અજાણ્યે પણ પ્રવેશ પામી જાય છે. લેખકની ખરી કિમ્મત આંકવામાં, તથા તે લેખકના સમય સંબંધે જ્ઞાન આપવામાં આવી બાબતો ભવિષ્યને ઉપયોગી થઇ પડે છે—પરંતુ જેમ જેમ સંસ્કાર અને જીવનભાવના વિકાર અને વિકાસ પામેછે તેમ તેમ લેખકોની કદરમાં પણ ફેર પડતો જાય છે કદરમાં ફેર પડેછે તેટલુંજ નહિં, પણ લેખકના લખાણમાંથી કેટલુંક નિરૂપયોગી, કેટલુંક અણઘટતું, અને કેટલુંક તો અવશ્યે તજવા લાયક ગણાવા લાગેછે. ગુજરાતનું જીવન જે જે સંસ્કારો ગ્રહણ કરતું જાય છે તેને પરિણામે ગુજરાતના જુના કવિઓનાં લખાણમાંથી કાંઇ કાંઈ ઓછું વધારે પ્રિય બને એ સ્વાભાવિક છે

પોતાના સમયથી પર બની, અત્યન્ત ઉચ્ચ વાતાવરણમાં વિહરનારા કવિઓના લખાણમાંથી ઘણું તો તેના તે સ્વરૂપમાંજ રાખી શકાય છે, પરંતુ તેવાઓના લખાણમાંથી પણ આધુનિક કાળને કેટલુંક તજવું પડે છે. સામળનાં લખાણમાંથી હાલના શિષ્ટ વર્ગને ન રૂચે એવું ઘણું છે એમ કહેવામાં તેને ઉતારી પાડવા જેવું કશું નથી. સામળે જેવું અને જેટલું લખ્યું છે તે બધુંજ તેવા ને તેવા સ્વરૂપમાં છાપી દેવાથી તો સામળને ઉલટો અન્યાય થવાનો સંભવ છે—તેમ કરવાથી ગુજરાતી સાહિત્યને પણ હાનિ થવાનો સંભવ છે. સામળ વગેરે જૂના કવિનાં કાવ્યોને, તેમની કૃતિનું સત્ય અને શિષ્ટ સ્વરૂપ સાચવી રાખીને, આધુનિક રૂચિને ન ખુંચે તેવા વેશમાં ઉતારવાનો વિચાર ઘણાં વર્ષો થયાં સૂઝયો હતો, પરંતુ તે વિચારને આચારમાં મૂકવાનો પ્રસંગ તો, ઉદ્યમ કર્મ સંવાદ શાળાન્ત પરીક્ષા માટે 'ટેક્સ્ટ' તરીકે સ્વીકારાયાથીજ મળ્યો. કાવ્યને કોઈ પણ રીતે હાનિ ન થાય, સામાન્ય વાચક વર્ગ, અને ખાસ કરીને ઉગતા વિદ્યાર્થીઓ કાવ્ય વાંચતાં જરા પણ ન ખંચાય તેવું સર્વપ્રિય સ્વરૂપ જાળવી રાખી. બીજાં જૂનાં કાવ્યો પણ ફરી છપાવવા જેવાં છે.

ઉદ્યમ કર્મ સંવાદનું જે સ્વરૂપ આંહિ સ્વીકારવામાં આવ્યું છે તે ઘણે ભાગે ગુજરાતી પ્રેસ તરફથી પ્રકટ થએલ બૃહત કાવ્ય દોહનના બીજા ભાગની ત્રીજી આવૃત્તિ પરથીજ નક્કી કરવામાં આવ્યું છે-જો કે તે આવૃત્તિમાં પણ કાંઇક છાપભૂલ. કાંઇક નકલભૂલ, કાંઇક સમજફેર અને એવાં એવાં કારણોને લીધે શંકાસ્થાનો ઘણાંજ હતાં. તે શંકાસ્થાનોનું નિવારણ કરવાના પ્રયાસ એક બીજી પ્રત

પરથી કરવામાં આવ્યો છે. ગુજરાતી પ્રેસવાળી બૃહત્ કાવ્ય દોહનની પ્રતને ક એમ સંજ્ઞા આપી છે. અને બીજી પ્રતને ખ એમ સંજ્ઞા આપી છે. ખ પ્રત શિલાછાપની છે તે મેળવી આપવાનું માન રા. રા. હીરાલાલ ત્રિભુવનદાસ પરીખ-બી. એ. ને છે. તે પ્રત અમદાવાદમાં સને ૧૮૫૮ સંવત ૧૯૧૫ માં લલુભાઇ અમીચંદે પોતાના છાપખાનામાં 'વાંચનારાઓને બુધી તથા ચતુરાઈ વધે તેને વાસ્તે' છાપી છે. તે કેવા સ્વરૂપમાં લખાઈ છપાઇ છે તેનો કાંઇક ખ્યાલ, ટીકાને અંતે તેમાંથી થોડી લીટીઓ અસલ સ્વરૂપમાં છાપી છે તેથી આવી શકશે.

છેવટનું સ્વરૂપ નક્કી કરવામાં મુખ્ય આધાર ક પ્રત પર રાખ્યો છે. પણ જ્યાં તેનો પાઠ દેખીતી રીતે જ ભૂલભરેલો કે અર્થ વગરનો લાગ્યો છે ત્યાં ખ નો પાઠ, જો વધારે સારો હાથે તો જ, સ્વીકાર્યો છે. જ્યાં બંને પ્રતના પાઠ સંતોષકારક ન હોય, ત્યાં ક નો જ સ્વીકારી, જરૂર જણાઈ ત્યાં ખ નો પાઠ નીચે આપ્યો છે. ક નો પાઠ જ્યાં તદ્દન જ દૂષિત જણાયો ત્યાં તો તેની નોંધ લેવાનું જરૂરનું માન્યું નથી તો પણ વિચારશીલ વાચકોને વિચાર કરવામાં-વિવેક કરવામાં મદદ થાય તેવા હેતુથી પાછળ ટીકામાં તેની નોંધ ઘણે ભાગે લીધી છે ખરી.

આ પ્રતિ તૈયાર કરવામાં રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા તથા રા. રા. જયશંકર પરમાનંદ પંડ્યા એમણે જે મદદ કરી છે તેમને માટે તે સૌના ઉપકાર માનું છું. તેમજ રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની

બી. એ. એ પ્રકટ કરેલ સુભદ્રા હરણ તથા રા. રા. કે. હ. ધ્રુવે પ્રકટ કરેલ કાદમ્બરી ( પૂર્વ ભાગ ) ની ટીકા પરથી અહિં તહિં સારા ખુલાસા મળી શકયા છે. જ્યાં મતનું મળતાપણું હતું ત્યાં તો તે તે ટીકાકારોના શબ્દોનોજ ઘણે ભાગે ઉપયોગ કર્યો છે–તે માટે તે બંને લેખકોનો પણ ઉપકાર માનું છું.

છેવટમાં આ સંવાદને પ્રકટ કરવામાં મેશર્સ એન. એમ. ત્રિપાઠીની કુંપની એ તથા છાપવામાં કે. એન. સેલર પ્રેસનાં કાર્ય કરનારાઓએ જે સરળતા કરી આપી છે તે માટે તેમનો પણ ઉપકાર માની કૃતાર્થ થાઉંછું.

સાન્તાક્રુઝ<br>તા. ૨૩–૪–૨૦ } હિ. ગ. અંજારિયા

# કવિ સામળભટ

કૃત

# ઉદ્યમ કર્મ સંવાદ.

(દોહરા.)

શ્રી શંકરસુતને [1]પ્રણમું, બુદ્ધિ તણો દાતાર;
[2]અંગે સીંદુર શોભતું, મોદિક ચામૃત અહાર.

બ્રહ્મસુતા તુજને નમું, માગું એક પસાય;
૪ રસના વાસ કરો સદા, તો બુદ્ધિ પ્રફુલ્લિત થાય.

[3]નંદસુત નરહરિને નમું, મુરલીધર મહારાજ;
[4]ગ્રંથ કરૂં શુભ શાસ્ત્રનો, રાખે મારી લાજ.

કર જોડી કવીને કહું, કોઇ મા દેશો ખોડ;
૮ ઉદ્યમ કર્મ વર્ણન કરૂં, પહોંચે મનના કોડ.

માત તાત ગુરૂ ઇષ્ટને, ચરણે નામું શીશ;
ચંચળ ચિત્ત છે ગ્રંથમાં, કોએ મા કરશો રીશ.

ઉજ્જેણી નગરી વિષે, ક્ષીપ્રા ત્રટ શુભ સ્થાન;
૧૨ નીર વહે અતિ [5]નિર્મળાં, જાણે અમૃત પાન.

---

૧ ખ ચરણે નમું. ૨ ક ભાળે સીંદુર. ૩ ખ નંદનંદન. ૪ ખ અર્થ કરૂં.
૫ ક નિર્મળું.

મહાકાલેશ્વર શિવ વસે, શક્તિમાન હરસિદ્ધ;
જે કોઇ સેવે એહને, તે પામે નવ નિદ્ધ.
વર્ણ અઢાર વસે જહાં, રાજ્ય કુળ છત્રીસ;
૪ નરનારી અતિ શોભતાં, પૂરણ ગુણ બત્રીશ.
વેદયુકત વાડવ વસે, જે પાળે ખટ કર્મ;
ગૌબ્રાહ્મણ રક્ષા કરે, ક્ષત્રી તણો એ ધર્મ.
વૈશ્ય કરે વ્યાપાર શુભ, શાસ્ત્ર તણે પરમાણ;
૮ [1]વૈષ્ણવ સેવા વિપ્રની, શૂદ્ર કરે નીરવાણ.
ઘર ઘર ઉત્સવ અતિ ઘણો, વાજે તાલ મૃદંગ;
પૂજા પુરૂષોત્તમ તણી, નિતનિત નાટયારંભ.
વિક્રમકેરા વંશમાં, ભદ્રસેન મહારાજ;
૧૨ રાજ્ય કરે તે નગરમાં, કરતો મોટાં કાજ.
મહા ભક્ત મહારાજનો, કામ તણો અવતાર;
સત્ય વચન બોલે સદા, કર્ણ સમો દાતાર.
અસ્ત્ર શસ્ત્ર વિદ્યા તણો, જાણે મર્મ વિવેક;
૧૬ મહિપતિ મોટા વશ કર્યા, થયો છત્રપતિ એક.
પટરાણી ઘેર પાંચસે, રૂપ તણો ભંડાર;
વનિતા ષોડશ વર્ષની, રંભા રતિ અવતાર.
બેઠો રાય સભા ભરી, ભદ્રસેન ભડ ભૂપ,
૨૦ ચમર [2]ઢળે ચોપાસથી, અતુલિ તેજ મહારૂપ.

---

૧ ખ વલ્લભ સેવા. ૨ ક ઢાળે

છત્ર ધર્યું શિર કનકનું, ભૂષણ અંગ અપાર;
સિંહાસન સોહામણું, બેઠો મહા જુંજાર.
ચાર વજિર અતિ ચતુર છે, તે [1]આઘે સેહે ચાર;
૪ એક સુબુદ્ધિ બીજો સુલક્ષણો; ત્રીજો તત્વવિચાર;
ચોથો ગુણભંડાર છે, રાજ્ય તણો શિર ભાર.
પંડિત બેઠા પાંચશે, ગુણીજનનો નહીં પાર.
નાટક ચેટક અતિઘણાં, હાસ્યકથા રસ હોય;
૮ નૃત્ય કરે વારાંગના, તે દેખી મન મોહ્ય.
[2]પોપટ બોલે મનુષ્ય સમ, મેના ને બહુ મોર;
શબ્દ કરે સોહામણા, રસિયાનાં ચિત્ત ચોર.
મહીં માગણ મળીયા બહુ, બંદીજન [3]જસ ગાય;
૧૨ રાજકલા છત્રીશસું, બેઠો માલત્રરાય.
ભર જોબન વર્ષ સોળમાં, સુંદર ચતુર સુજાણ;
આસન બેઠો અવનવો, જાણે ઉદીઓ ભાણ.
અજીત સભા છે જેહની, શાસ્ત્ર સ્મૃતિ બોલાય;
૧૬ પંચપ્રમાણ કરે સદા, (તેમ) ન્યાય અન્યાય તોળાય.
એક સમે ઇંદ્રાસને, બેઠા સુરપતિ રાય;
દેવલોક સભા સહુ, આનંદ ઓચ્છવ થાય.
નૃત્ય કરે વારાંગના, મદનમંજરી નામ;
૨૦ વસુધર દેવને નિર્ખિયો, તત્ક્ષણ પ્રગટ્યો કામ.

---

૧ ક આગળ ૨ ખ પોપટ બોલે પાંજરે. ૩ ક સહુ.

એક એકને નિર્ખિયાં, એહુએ હરખ્યાં આપ;
કોપ ચડચો સુરરાયને, તત્ક્ષણ દીધો શાપ.
જાઓ પૃથ્વીમાં પડો, દેવસભા નહિ કામ;
૪ મનુષ્ય થઇ મરશો જદા, તદા સ્વર્ગમાં ઠામ.
દેવ પડચો પૃથ્વી વિષે, શિવશર્મા દ્વિજરાજ;
ઉજ્જયણી નગરી વિષે, વિદ્યા કેરૂં ઝાજ.
કરણાટકમાં કામિની, ગુણકા કુલ અવતાર;
૮ નૃત્ય ગીત ગુણચાતુરી, જાણે નાટક સાર.
દેવ તણો અભ્યાસ જે, જાણે તેના ભેદ;
રાત દિવસ નવરંગમાં, ક્ષણ નવ પામે ખેદ.
[1]મહિલાએ એમ વિમાસીયું, મૂર્ખ છે મૃત્યુલોક;
૧૨ જીતું રાજ્યસભા ઘણી, મન વિચારી શોક.
પંડિત કો પ્રીછે નહીં, ચતુર ન ઘાલે હામ;
[2]એવું પૂછું પ્રશ્ન હું, કરૂં કારમું કામ.
સહિયર સાથે સાતસેં, સોળ વર્ષ શુભ રૂપ;
૧૬ કામકળા મન કલ્પિયું, જીતું ભારે ભૂપ.
જે કો મુજને જીતશે, તે જાણું ઘરદેવ;
પૂરણ પ્રીત કરી રમું, કરૂં બહુ વિધિ સેવ.
કરણાટકથી સંચરી, મન વિચારી મર્મ;
૨૦ વાદ કરૂં હું પંડિતા, ઉદ્યમ વડું કે કર્મ.

---

૧ ખ મહિલા મન વીમાસીયું. ૨ ક એવું જે કો પ્રશ્ન કરે

રઢીઆળી રથ પર ચઢી, જોયો [૧]સોરઠ દેશ;
જીત્યા પંડિત જામના, કામરૂ કર્યો પ્રવેશ.
નૈષધ આવી નાર તે, જોયો દેશ બંગાલ;
૪ જગન્નાથને નીરખવા, આવી છે તત્કાલ.
પાટણ નીરખ્યું પ્રેમશું, [૨]મઘડુ કેરો રાય;
ખુરાસાન મુલતાન થઇ, મારૂ દેશ પલાય.
મેદપાટથી કચ્છ ગઇ, આવી સોરઠ દેશ;
૮ જહાં નાર સુલક્ષણી, જોબન બાળે વેશ.
દક્ષિણ જીત્યું દેખતાં, પૂર્વ પશ્ચિમ સાર;
કાશી દેશ કાશ્મીર તે, દેશ નિહાળ્યા ચાર.
પંડિત સરવે પારખ્યા, મને ન આવી વાત;
૧૨ જાણી ખાણ વિદ્યાતણી, આવી છે ગુજરાત.
દેખી ગુજર્જર દેશને મનમાં વિસ્મય થાય;
પંડિતને માને નહીં, પાખંડી પૂજાય.
દ્રવ્યવાળો વિનતા કરે, ગુણીજનને નહીં માન;
૧૬ નાદ ભેદ જાણે નહી, નહીં જ્ઞાન નહી તાન.
તે નિર્ખિ હર્ખિ [૩]સુંદરી, ચાલી ચતુર સુજાણ;
માલવ દેશે મોટો રવિ, ઉજ્જેણી મેલાણ.
ચતુર નાર ચંચળ વસે, જ્યાંહાં સઘળી નાર;
૨૦ કનકકળશ શિર પર ધરી, [૪]વેહેતી ક્ષિપ્રા વાર.

---

૧ ક મહારાષ્ટ્ર. ૨ ખ મામડ. ૩ ક ચંચરી ૪ ક વેતી ક્ષિપ્રા તે

નરનારી જોઇ ચાતુરી, જોયાં સુંદર વન;<br>
વિદ્યાવંત બહુ વિપ્ર છે, નીરખી હરખ્યું મન.

નીરખ્યું નગર સોહામણું, પહોંતી મનની આશ;<br>
૪ રાજદ્વારે સંચરી, આણી મન ઉહુલાસ.

પોળે ઉભો પોળીઓ, તેને કહી એમ વાણ;<br>
હું આવી પરદેશથી, કરો રાયને જાણ.

પ્રતિહારે જઇ પ્રેમશું, મુજરો કીધો રાય;<br>
૮ બેઉ કર જોડી બોલિયો, જહાં બેઠી સર્વ સભાય.

કોઇ એક આવી કામની, સ્વરૂપ અપરંપાર;<br>
માગે હુકમ હજુરનો, ઉભી છે રાજદ્વાર.

રાય સુણી રળીયાતસું, [1]સટકે કીધી સાન;<br>
૧૨ તેડો રાજદરબારમાં, દઇને ઝાઝાં માન.

તત્ક્ષણ [2]પાછો પોળીયો, આવી ઉભો ત્યાંહે;<br>
મહિપત તેડે માનસું, જાઓ સભા છે જ્યાંહે.

ચાલી ચતુરા ચમકતી, મળવા માલવરાય;<br>
૧૬ મદભરી મહિલા ધસી, થનથન ધરતી પાય.

બીડી મુખમાં પાનની, સજ્યા સોળ શણગાર;<br>
સાહેલી સંગ સાતસેં, રૂપતણો ભંડાર.

ઠમઠમ ચાલે [3]ઠમકતી, ઝમઝમ વાગે જેર;<br>
૨૦ ધમધમ વાગે ઘુઘરા, કામતણી સમશેર.

---

૧ કે ચટકે. ૨ કે પળિયો ૩ કે ચમકતી.

ચંદ્રવદની મૃગલોચની, સિંહના સરખો લંક;
કામ ધનુષ શોભે ભલું, ભ્રગુટીકરો વંક.
વરણાગી વેણી સજી, જાણે મણિધર નાગ;
૪ દંત જાણે દાડમ કળી, અધુર પરવાલી [૧]રાગ.
સાડી પહેરી શોભતી, ઉર એકાવલ હાર;
કડકડતો છે કંચુવો, કસણ કસ્યાં છ ચાર.
નખ શિખ શોભા નિરખતાં કહેતાં ન આવે છેહ;
૮ કઇ પેરે વર્ણન કીજીએ, મુખમાં જિહ્વા એક.
નારી નિરખે નેહસું, ધરતા મન આનંદ;
દ્રષ્ટિ ન ચુકે તે થકી, જેમ ચકોર ને ચંદ.
[૨]આસનની ઉંચાઇથી, નિરખે રાયજી રૂપ;
૧૨ નારી આવી નીહાળતી, જ્યાં બેઠા છે ભૂપ.
કર જોડી ઉભી રહી, છોડી મનની લાજ;
મોઢા ફોડી મુજરો કર્યો, જય જય જય મહારાજ.
ચતુરાએ ચોદિશ ભાળિયું નિરખી રાજ સભાય;
૧૬ સૌનાં મન શીતલ હવાં, ઉલટ અંગ ન માય.
નારી શું નરપતિ વદે, કહો કયાં તમારો દેશ;
કયાંથી આવ્યાં ને કયાં જશો, કયાં કરવો પ્રવેશ.
કોણ થકી ઉત્પન્ન હવાં, કોણ તમારૂં નામ;
૨૦ કોણ તમારો ઘરધણી, આમ સાથે શું કામ.

---

૧ ક ત્રાક ૨ ખ આસનથી ઉભા થઈ નીરખે રામાનું રૂપ.

મહિપતિશું નારી વદે, સાંભળ ભૂપતિ વાત.
કરણાટકથી આવિયાં, ગુણકા અમારી જાત.
કામકળા મુજ નામ છે, [1]જનક ન જાણું કોય;
૪ જે પૂછયું કહે માહેરૂં, તે પતિ અમારો હોય.
નરપતિ નિરખ્યા અતિઘણા, જીતી સર્વ સભાય;
પંડિત પણ છોડાવીયાં, પુતલાં બાંધ્યાં પચાસ.
નગર અનેરાં નિરખતી, આવી તાહારી પાસ;
૮ પંડિત સબળા સાંભળ્યા, વસતા તારે વાસ.
પંડિત હોય તો પાઠવો, વાર ન લાવો લેશ;
નહિં તો આપો પૂતળું, (તો) જાઉં અમારે દેશ.
બીજું કામ કંઈ એ નહીં, કરૂં વિદ્યાશું વાદ;
૧૨ નરપતિ સભા નવખંડની, તેના ઉતારૂં નાદ.
નૃપતિ મન ચિંતા થઇ, એ તો મોટું કામ;
જો આપીશું પુતળું, તો તો જાશે [2]મામ.
પંડિત પુરા પાંચસેં, પૂછું તેને આજ;
૧૬ કોઇ જીતે આ જુવતીને, રાખે મારી લાજ.
બીડું બાસઠ પાનનું, બેઠા પંડિત જયાંય;
કર સોંપ્યું પરધાનને, ગયો સુબુદ્ધિ ત્યાંય.
પંડિત સૌ પાછા પડે, કોઈ નવ ઘાલે હામ;
૨૦ શિવશર્મા સનમુખ થયો, કરવા મોટું કામ.

---

૧ કે જન નવ લાધે કોય; ૨ કે નામ.

પાન સુબુદ્ધિ કર થકી, લઇ ચડાવ્યાં શીશ;
લખ્યું હશે તે તો થશે, જે કરશે જુગદીશ.
અતિ ઉમેદથી ઉઠીઓ, હરખ્યો હઇડાં માંહ્ય;
૪ હું જીતું એ નારને, દેખે સર્વ સભાય.
માન [1]દીધું ઘણું મહિપતે, તત્ક્ષણ ફૂલ્યું તન;
પ્રિતે પાસે બોલાવિયો, આપ્યું અર્ધ આસન.
માન ઘણે મહિપત વદે, જીત્યાનો જશ [2]લેહ;
૮ જે પુછે એ પ્રેમદા, તેનો ઉત્તર [3]દેહ.
વાડવ વિનતાને કહે, મુજ સામું શું જોય;
પુછી લે જે પૂછવું, જે મન ઇચ્છા હોય.
છોડી નાંખ એ પુતળાં, શીદ વેંઢારછ ભાર;
૧૨ જીતું છું સૌ દેખતાં, ઉતારૂં અહંકાર.
રાખીશ માં કોઇ ઓરતો, પુછયે વિપરીત વાત;
સંદેહ ભાગું સર્વદા, પ્રસન્ન શારદા માત.
પંડિતને કહે પદ્મણી, સાંભળ દ્વિજ એક ધર્મ;
૧૬ પ્રથમે પુછું એટલું, ઉદ્યમ વડું કે કર્મ ?
દ્વિજ હરખ્યો મનમાં હસે, વસે રૂદેમાં બોલ;
શાસ્ત્ર વચન તેં પૂછિયું, હું કરૂં તેનો તોલ.

---

૧ ક ઘણું દીધું. ૨ ક લેશ. ૩ ક દેશ.

શાબાશ પદ્માણી પુછ્યું ભલું, કોઇથી નવ કહેવાય;
હું કહું તુજને આજ એ, જેથી સંદેહ જાય.
રામાશું ઋષિજી વદે, ભાંગુ એ [૧]સંદેહ;
૪ પૂછ બીજું કંઇ પૂછવું, મન ઇચ્છા હોય જેહ.

વચન સુણી હરખી તદા, નિરખી દ્વિજનું રૂપ;
સરખી ભેટ મળી મુજને, પરખી ભારે ભૂપ.

કર જોડી કહે કામની, સાંભળજો દ્વિજ રાય;
૮ કોને કહીએ ચતુર નર, તેહ બતાવો ત્યાંય.
પંડિત તે કોને કહું, મૂરખ કોણજ હોય;
ધનપતિ તે કોને કહું, કોણ દરિદ્રિ સોય.
કોણ સુખી કોણ દુખિયા, કોણ કાયર કોણ શૂર;
૧૨ કોણ મૂવો કોણ જીવતો, કોણ નિકટ કોણ દૂર.
કોણ વાત અચરત કહે, કોણ રાજા કોણ રંક;
ઉત્તર આપો એટલો તો, વાળો આડો અંક.

[૨]તખત થયા સુણતાં સહુ, જેમ ચિત્રામણ લેખ;
૧૬ લક્ષણ એનાં આગળાં, દીસે બુદ્ધ વીસેખ.

વિપ્ર કહે વનિતા સુણો, રૂદે ધરી બહુ ધ્યાન;
તેં પૂછ્યું તે હું કહું, શાસ્ત્રતણું જે જ્ઞાન.

---

૧ નિઃસંદેહ ૨ ખ તક્ષીત

ખાટો તુરો ખટરસ, નવરસ ચતુર અનેક;
ખીર નીર કરે જૂજવાં, હંસ ચતુર છે એક.
પય પાણી કરે એકઠાં, મેલે હંસ હજુર;
૪ દૂધ દૂધ પ્રાશન કરે, પાણી મેલે દુર.

ચતુર પુરૂષ તો એક છે, તે પૂછયા બહુ ભેદ;
અનુક્રમે ઉત્તર આપિશું, જે વાણી બોલે વેદ.
નિર્ણય શાસ્ત્ર તણો કરે, જાણે સર્વ વિવેક;
૮ એવા પંડિત અતિ ઘણા, હરિગુણ જાણે એક.

કીર્તિ આપ તણી કરે, ધરે વૃથા શિર ભાર;
મરે પરસ્ત્રીના સ્નેહથી, ડરે ન ચિત્ત લગાર.
એવા મૂરખ કેટલા, કહેતાં ન આવે પાર;
૧૨ પરિબ્રહ્મને પૂજે નહીં, તે મૂરખ અવતાર.

હયપતિ ગજપતિ રથપતિ, સિંહાસનપતિ જેહ;
પુત્રદારા પરિવારશું, લક્ષ્મી ને વળી નેહ,
એવા ધનવંત અતિ ઘણા, કહેતાં નાવે છેહ;
૧૬ રામનામ ગાંઠ ગર્થ છે, મોટો ધનવંત તેહ.

આસનાવાસના જેમાં નહી, આળસ ઊંઘ હોય અંગ;
[1]વિપ્ર જઇ યાચે યાચના, થાય ઘણું [2]માન ભંગ

---

૧ ખ નિત્ય પ્રતિ જાચે નીચને, ૨ ખ મન

[1]એ અધિકાર દરિદ્રનો, એવા અપરંપાર;
ગર્થ ઘણો દાતા નહીં, તે દરિદ્રનો સરદાર.
[2]સંપ સહોદરમાં ઘણો, દેહ નિરોગી હોય;
૪ નવ જાવું પરદેશમાં, સુખિયો કહિયે સોય.

સંતોષી સબળો સુખી, એવા સુખી હજાર;
જેને માથે રણ નહીં, સુખિયાનો સરદાર.
મુરખ સુત છે જેહને, વિધવા કન્યા હોય;
૮ ચતુર વસે કુગ્રામમાં, મોટો દુઃખિયો સોય.

દુઃખી કહું હું કેટલા, સાંભળ શામા વાણ;
ભૂખ દુઃખ [3]કુભારજા, એ દુઃખિઆ પરમાણ.
બ્રાહ્મણ જળથી ઓસરે, ક્ષત્રી રણથી જાય;
૧૨ વૈશ્ય ડરે વેપારથી, તે કાયર કહેવાય.

કાયર કહેતાં બોલીયે, મોટો કાયર જેહ;
ઘેર અભ્યાગત આવિયો, આદર ન કરે તેહ.
શૂરા જે કો રણ મધે, પરકાજે દે પ્રાણ;
૧૬ બોલે રાજસભા વિષે, [4]જીત્યા જશ સૂજાણ.

ઠરે ઓહાર જે રંકની, ન કરે આપ વખાણ;
થોડું ધન ખરચે ઘણો, તે શૂરો પરમાણ.

---

૧ ક એમ અધિકાર દારિદ્રિઓ. ૨ ખ સંપત હોયે ઘરમાં ઘા
૩ ખ કુનાર છે. ૪ ખ જીતે.

મુરખ તે પહેલો મૂવો, બીજો જેને રોગ;
ત્રીજો પરદેશી મૂવો, ચોથો પરવશ ભોગ.
મૃત્યુક એવાં અતિ ઘણાં, તેમાં નહીં કંઇ ભેદ;
૪ મોટું મરણ દરિદ્રનું, વાણી બોલે વેદ.

[1]કો એંશી કો નેવુ સો, ચિરંજીવ નહીં કોય;
જેનાં જશ કીર્તિ સદા, તે તો જીવ્યો સોય,
દશ ઇંદ્રિ છે દેહમાં, જેણે શોભે તન;
૮ સરવે શોભે વેગળું, સદા [2]સમરપી મન.

દૂર દેશ વસે ઘણા, દૂર સમુદ્રનું પૂર;
જેશું મન માન્યું સદા, તે પાસે નથી દૂર.
દુનિયા દેખે ડૂબતી, ડરે ન દિલ લગાર;
૧૨ એહ મુવા મરવું નથી, અચરત એહ અપાર.

એક રાય પૃથ્વીપતિ, બીજો ધનવંત જેહ,
એવા રાજા અતિ ઘણા, મોટો રાજા એહ.
રંક પશુ પરવશ પડયું, બીજું બાળ કહેવાય;
૧૬ રંક શિરોમણિ કન્યકા, જ્યાં આપે ત્યાં જાય.

વચન સુણી વાડવતણાં, વનિતા કહે ધન્ય ધન્ય;
જે મેં પૂછયું તે તમો કહ્યું, માન્યું મારૂં મન.

---

૧ કે કોઇ દુઃખી કોઇ સુખિયા. ૨ ખ સમરથ.

વળી વિપ્ર પૂછું તુને, તારી બુદ્ધિ પવિત્ર;
સાચું [1]બોલ સુલક્ષણા, કોણ શત્રુ કોણ મિત્ર.
શું રૂડું છે સર્વથી, ભુંડું શું કહેવાય;
૪ સગું સહોદર કોણ છે, વહલું તે શું થાય.

વાણી તે વિપ્ર વદે વળી, વળી વળી મન આનંદ;
શત્રુ છે તુજ દેહમાં, તેહ બતાવું ફંદ.
ક્રોધ લોભ મહા મોહ છે, મદ મત્સર અહંકાર;
૮ તેથી મોટો કામ છે, શત્રુ તણો સરદાર.

અજીત જીતાએ નહીં, નાખે નર્કને ઠામ;
માટે સૌ કો જાણજો, મોટો શત્રુ કામ.
આપણશું જે નેહ કરે, કહે મનડાની વાત;
૧૨ રાજદ્વારે રણ વિષે, જેહ કરે સંગાત.

મિત્ર કહીએ તેહને, જેની બુધ્ધિ પવિત્ર;
વિપત્તિ સમે અળગો નહીં, તે છે મોટો મિત્ર.
ખાવું પીવું ખર્ચવું, મોટમ પદવી માન;
૧૬ સૌથી સારૂં ખર્ચવું, પંચે કર્યું પ્રમાણ.

ભુંડું કરવું કાસદું, ભુંડો વેહેવો ભાર;
સૌથી ભુંડું માગવું, સુમ કેવો દાતાર.

---

[1] ક બોલે.

સગો બાપને બેટડો, સગો કામનીને કંથ;
સગો સ્વારથ જાણવો, [1]ચતુરા વિચારો ચંત.
વહાલું બાળક પારણે, વહાલી નારી નેટ;
૪ કરી પરીક્ષા પંડિતે, પુરણ વહાલું પેટ.

શાબાશ શાબાશ શ્યામા કહે, ઉત્તર આપો એક;
સૌથી મોટો કોણ છે, નાનો કોણ વિશેક.

મોટો શ્રીમંત સૃષ્ટિમાં, મોટો ધનવંત રાય;
૮ મોટો દાતા સર્વથી, કીર્તિ ન ચિત્તમાં ન્હાય.
નાનો નિરધન નિર્ગુણી, નાનો દુઃખ સમેત;
સૌથી નાનો નાતે તજ્યો, સાંભળજે ધરિ હેત.

કામકળા કલોલશું, કહે સુણ બ્રાહ્મણ મર્મ;
૧૨ વાત કરો વિસ્તારશું, જે ઉદ્યમ વડું કે કર્મ ?
વચન કહેજો વિચારથી, હું નહીં રાખું લાજ;
નહિ રાખું શર્મ સભા વિષે, લાજથી વણસે કાજ.

શિવશર્મા કહે સુંદરી, સાંભળ ચતુર સુજાણ;
૧૬ વડું કર્મ ઉદ્યમ થકી, બોલે વેદ પુરાણ.
કર્મ તણી ગત અવનવી, નીરધનિયાં ધન હોય;
કર્મ કરે જે કામિની, ન કરે બીજો કોય.

---

[1] ખ ચતુર.

મૂર્ખને કર્મ કવિ કરે, રંકને બેસાડે રાજ;
કર્મ કર્મ ને કર્મ એ, ઉદ્યમ તે કુણ કાજ.

કોપ કરી કહે કામિની, ઉદ્યમ મોટો [1]થાય;
૪ હું વખાણું તેહને, સાંભળો પંડિત રાય.
ઉદ્યમ કરતાં નિરખીયાં, સૌ કો રંક ને રાય;
કોણ રહ્યાં એવું કહી, જે કર્મ કરે તે થાય.
જો જાણો તો કહો મુને, ન કરો મનમાં ખેદ;
૮ સભા સહુ કો દેખતાં, ભાંગું તમારો ભેદ.
ઉદ્યમ ઉદ્યમ એજ છે, અદકો સૌથી આપ;
કર્મ બિચારૂં બાપડું, ઉદ્યમ પૂર પ્રતાપ.

## ઉદ્યમવાદીનો સિદ્ધાંત.

( ચોપાઈ )

કામકળા કહે સાંભળ બ્રહ્મ, ઉદ્યમથી અદકું નહીં કર્મ;
૧૨ સઘળા લોક ઉદ્યમવશ હોય,-કર્મ સારૂ બેસે નહીં કોય.
મથુરાપુર નગરનું નામ, સુરસેન રાજાનું ઠામ
તેમાં વિપ્ર વસે બે બ્રાત, સત્યવાદી રૂડા સાક્ષાત.
બુદ્ધિ વિવેક ને વિદ્યાવંત, સાધુ શિરોમણિ રૂડા સંત;
૧૬ એક નારાયણ બીજો નરહરિ પતિવ્રતા બેને સુંદરી.

---

૧ ખ આપ

નારાયણ કહે મોટું કર્મ, નરહરિ લે ઉદ્યમનો મર્મ;
વાદ કરે બે બાંધવ ઘણો, સંદેહ ભાગે નહીં તે તણો.
વાદ કરતા બેહુએ ગયા, રાજસભામાંહે પરવર્યા;
૪ રૂડો પ્રતાપ રાજા તાહરો, ચુકાવો ન્યાય માહરો.
સભા મધ્યે પંડિત જેટલા, ઉઠીને નમીયા તેટલા;
રાજાએ દીધાં બહુ માન, જાણી વિપ્ર તણા સંતાન.
રાજા કહે સીધ્યાં મુજ કાજ, માનુભાવ પધાર્યા આજ.
૮ અમ સરખું કોઇ કારજ કહો, સુખેથી સભામાં રહો.
વિપ્ર કહે રાજા સુણ મર્મ, મોટો ઉદ્યમ કે મોટું કર્મ;
એટલો ન્યાય ચુકાવ તું આજ, નહીં તો દેહ કરીશું ત્યાજ.
અસત્યવાદી થાશો આપ, બેસશે બ્રહ્મહત્યાનું પાપ;
૧૨ રાય સુણીને છાનો રહ્યો, પ્રત્યુત્તર તેમને નવ કહ્યો.
પંડિત પૂછયા રાયે ઘણા, સંદે નવ ભાગ્યા તેહ તણા;
ના કહેતાં બ્રાહ્મણ દે શ્રાપ, જૂઠું કહેતાં લાગે પાપ.
રાત દીવસ વિચારજ કરે, કોથી અરથ એકે નવ સરે;
૧૬ વડો વજીર વનમાળી નામ, [2]હા કહી ઉઠયો એણે ઠામ.
પંડિતનો કરવાને સંચ, રાજાશું [1]રચિયો પરપંચ;
સુનું મંદિર એક વિશાલ, ઓરડા આઠ ઉંચું ચોમાલ.
અગોચર મેલી સુખડી, જે ખાધે ભાંગે ભૂખડી;
૨૦ કોરી ગાગર ઉદકની હતી, અગોચર મેલી અણછતી.

---

૧ ક રમિયો. ૨ ક ત્યાં કહી ઉઠયો એકે ઠામ.

પછી વિપ્રના તેડયા તન, બંધાવ્યાં તેમનાં લોચન;
નિર્ભય થઇ બાંધ્યા ચોપાસ, નહીં આંખે દેખ્યાની આશ.
કરી મોહોર બાંધ્યા બે બંધુ, ઉદ્યમ કર્મ વિદ્યાના સિંધુ;
૪ સુના મન્દિરમાં મેલ્યા બેય, શિવશર્માને ગુણકા કહેય.

સંપુટ કીધાં તેનાં બાર, જોઇયે કોણ પામે છે અહાર;
જોઇયે કોને રહે છે ધીર, જોઇયે કોણ પીએ છે નીર.
એક દિવસ તે સ્થાનક રહ્યા, ક્ષુધા તૃષાથી દુખિયા થયા;
૮ કર્મવંત તો પેઠી રહ્યો, ઉદ્યમી ઉદ્યમ અર્થે ગયો.

કર્મી કહે કોણ ઉદ્યમ કરે, આમાં જે જાએ તે મરે;
ઉદ્યમી કહે ઘેલો તું આજ, ઉદ્યમથી સરશે સૌ કાજ.
માંડી તેણે ખણુખોલણુ ઘણી, બેસી રહ્યો ત્યાં કર્મનો ધણી;
૧૨ ભીત ભંડાર મેડી ને મેહેલ, ઉદ્યમ આગળ સઘળું સેહેલ.

લીધો પાર તે મંદિર તણો, જેને નેહ ઉદ્યમશું ઘણો;
તેને ત્રુઠયા શ્રીભગવાન, આપ્યાં હાથ મેવા પકવાન.
કોરી ગાગર શીતલ જળ જેહ, આવી હાથ ઉદ્યમીને તેહ;
૧૬ ગાંઠે બાંધી આવ્યો ત્યાં, ક્ષુધાવંત બેઠો છે જ્યાં.

પોતે ભક્ષ કર્યું તે ઘણું, તૃપ્ત થયું ઉદર તે તણું;
વળતી મનમાં આવી દયા, પ્રસન્ન બાંધવ ઉપર થયા.
હસી હાથમાં આપ્યો અહાર, કર્મિએ આરોગ્યો તેણે ઠાર;
૨૦ સુરજ ઉગ્યો ને વીતી રાત, કાઢયા બહાર થયે પરભાત.

છોડયાં નેત્ર ને પૂછી વાત, તમો સાચું બોલો સાક્ષાત;
રાત દિવસનું કહોને દુઃખ, કેમ વેઠાણી ભુંડી ભૂખ.

(દોહરા.)

વિપ્ર કહે સુણ નરપતિ, સાચું કહું તમ સાથ;
૪ દુઃખ ન આવે ઢુકડું, ઉદ્યમ મારે હાથ.

ઉદ્યમ કર્યો મેં અતિ ઘણો, ત્રુઠયા શ્રી ભગવાન.
ક્ષુધા તણું દુઃખ ટાળિયું, ભક્ષ કર્યાં પકવાન.
પરમારથ પ્રીતે કરૂં, નારાયણશું નેહ:
૮ સોપ્યું હાથ તે વિપ્રને, સંતોષાણો એહ.

પેટ ભર્યું પેલે કર્મિએ, આખર જોડયા હાથ;
ઉદ્યમ અદકો એ થકી, કર્મતણો શો સાથ.
કામકળા કહે વિપ્રને, મન વિચારી જોય;
૧૨ ઉદ્યમથી જે નીપજે, ઠરે ન બીજો કોય.

શિવશર્મા કહે સાંભળો, કર્મ તણી કહું ગત.
ઉદ્યમ કર્યો તો ઉંદરે, કહું તેની ઉતપત.
કામકળા કહે કહો મુને, કર્મ તણો વિસ્તાર;
૧૬ સભા [1]રહી તે સાંભળી, હું પામું તેનો પાર.

---

૧ ખ સહીત.

# કર્મવાદીનો સિદ્ધાંત.

(ચોપાઇ.)

શિવશર્મા કહે સુણ સુંદરી, વાત કહું તુજને વિસ્તરી;
[1]દક્ષિણ દેશ જોટીયાળું ગામ, વિષવાદી રહેવાનો ઠામ.
બાજીગર વાદી કહેવાય, મંત્ર જંત્ર તણો એ રાય;
૪ સર્પ સાહીને ઘરમાં ધરે, જડી બુટીનાં કારજ કરે.
અઘોર વનમાં વાદી ગયો, પહાડ પર્વત ઉપર જઇ રહ્યો;
મુરલીનો ત્યાં કીધો નાદ, આવ્યો સર્પ સુણવા તે સાદ.
વાદીયે તેને તત્ક્ષણ ગ્રહ્યો, પોતાને મંદિર જઇ રહ્યો;
૮ લાવ્યો વાંસનો કરંડ આપ, તેમાં ઘાલ્યો મણિધર સાપ.
નવ મેલ્યું ભોજન કે નીર, પામ્યો દુઃખ તે સર્પ શરીર;
ઉદ્યમ સર્પ તે શાનો કરે, કર્મ અનુસારે તે પરવરે.
વિશ્વાસ રાખે કર્મજ તણો, મળશે ભક્ષ મુજને બહુ ઘણો;
૧૨ કર્મ જોરે લંકા લુટશે, કર્મ બંધનથી છુટશે.
તો તેના ઘરના ઉંદર ઘણા, વિશ્વાસ રાખે તે ઉદ્યમ તણા;
કર્મ તે તો તૃણવત ગણે, ઉદ્યમ ભાવથી ભારે ભણે.
ઉંદર એક હુતો તે ત્યાંહે, રહેતો વાદીના ઘરમાંહે;
૧૬ [2]શિર મોટો ચોટો વાંકડો, મૂછ મોટિ છોટો છાંકડો.

---

૧ ખ દક્ષિણ દિશા ઓડીઆણું ગામ  ૨ ખ શિર મોટું મોટો મોક મોટી મૂછ દાંડે વાંકડો.

કાપે કાપડ કોઠી ઘણી, નવ આણે બીહીક કોઇ તણી;
ઉદ્યમ પર જેને છે મંન, નાંખે ઉઘાડી ઢાંકયાં અન્ન.

ઘી ગોળ ને વળી ગોરસ ખાય, એ છે ઉદ્યમ કેરો રાય;
૪ એક દિન મન કર્યો વિચાર, લાવું આજ અદકેરો આહાર.

દાણા દૂણી કોણુજ ખાય, અદકો ઉદ્યમ કરવા જાય;
એમ ધારી ચાલ્યો પરચંડ, જ્યાં ઢાંકી મેલ્યો તો કરંડ.

દેખી કરંડ રળીઆતજ થાય, ઊલટથી આઘેરો જાય;
૮ એમાં દીસે છે સુખડી, કાઢી ખાઊં ભાંગે ભુખડી,

એમ કરી લાગ્યો કાપવા, વહાલાંને વહેંચી આપવા
પાડી છિદ્ર ને પેઠો માંહે, કર્મા સર્પ બેઠો છે જ્યાંહે.

વદન વિકાસ્યું તેહુજ તણું, પેઠો ઉંદર લેવા ઘણું;
૧૨ ગળ્યો મૂષક ને ભાંગી ભૂખ, કર્મે તેનાં ટાળ્યાં દુઃખ.

પામ્યો સુખ શરીરે સાર, પાડયું છિદ્ર તે આવ્યો બહાર;
પામ્યો સુખ તે ઉંદર ગળ્યો, જઈ [1]સજજન સૌ કોને મળ્યો.

ઉદ્યમી ઉદ્યંમ એળે ગયો, કર્મવંત તે આગળ થયો;
૧૬ કર્મ કરે તે ન કરે કોય, કામકળા વિચારી જોય.

ઉદ્યમી હંકારે છે વહાણ, કર્મે બુડે કે ખુવે પ્રાણ.
[3]ઉદ્યમી વાવી ખેતર પડે, સુકે કે ઉબેલો પડે.

ઉદ્યમી ગાડીને ભારે ભરે, વાટે લુંટે કે બળદજ મરે;
૨૦ કરે હજારો ઉદ્યમ મોટ. ભાંગે [2]જરાસ કાં આવે ખોટ.

---

૧ ખ સજન ૨ ખ ગાળ. ૩ ખ ઉદ્યમી વાડી ખેતર કરે.

ઉદ્યમ શું કરશે એ મર્મ, જીતે સર્વ થકી એ કર્મ;
પંડિત બોલ એમ બોલ્યો અતીશ, ચઢી રામાને સળગી રીશ.
અરે પંડિત તું મૂર્ખજ હોય, ઉદ્યમથી મોટું નહીં કોય;
૪ [1]કર્મ તણું કેટલુંક જોર, ઉદ્યમ શાહુ ને કર્મજ ચોર.
ઉદ્યમ રાય ને કર્મજ રંક, હારે કર્મ તે આડે અંક;
તે તો એક દેખાડું શાખ, દેખાડું હોયે અભિલાષ.
પ્રમાણ બીજા પંડિત કરે, ઉદ્યમ આગળ કર્મ પાણી ભરે;
૮ ઉદ્યમ સઘળે છે સમર્થ, બ્રહ્મા વિષ્ણુ જાણે અર્થ.

(દોહરા)

પંડિતને કહે પદ્મણી, મનમાં થઇ લયલીન;
વાત કહું ઉદ્યમ તણી, જેમ બગલે ખાધાં મીન.
વિપ્ર તો દે હોંકારડો, સાંભળે સર્વ સભાય;
૧૨ કામકળા મુખ ઉચ્ચરે, ઉદ્યમનો મહિમાય.

## ઉદ્યમવાદીનો બીજો સિદ્ધાંત.

(ચોપાઇ)

કામકળા કહે જોડી હાથ, એક કહું ઉદ્યમની વાત
હીમાચળ પાસે એક વન તે જોતાં હરખાયે મન
આંબા જાંબુ ને પીપળા, વડ [2]વિવેકી દીસે વડા
૧૬ કોયલ મોર ટહુકા કરે, તે સાંભળતાં હઈડું ઠરે

---

૧ કે કર્મ તહાલું કેટલું એ કઠોર, ૨ બ વિવેક.

એક સરિતા કેરે તીર, મોટો વડ છે ઘેર ગંભીર;
વડ ઉંચો છે જોજન એક, શાખા તેની છે વિશેક.
તે ઉપર બગલાનો ઠામ, મોટો બગ એક ધર્મી નામ;
૪ વૃદ્ધ થયો ને થાકયો દેહ, ભક્ષ ભોજન મળે નહીં તેહ.
બીજા બગ સૌ ચરવા જાય, પેલો બેઠો તે નવ ઉઠાય;
સંભાળે પોતાનું કર્મ, ઉદ્યમનો નવ રાખે મર્મ.
સ્ત્રી પુત્ર તો રીસજ કરે, લાવી કષ્ટે ને પેટજ ભરે;
૮ નારી કહે કાંઇ ઉદ્યમ કરો, કર્મ તણો તો નહીં આશરો.
વૃદ્ધ બગ કહે વિનતાને વાણ, મુરખ સહુ તમો છો અજાણ;
જે લખ્યું હોય કર્મ જ માંય, કોટિ ઉપાયે પુરૂં ન થાય.
સ્ત્રીને રીશ ચઢી છે ઘણી, કર્મ સારૂં બેસી રહે [1]ધણી.
૧૨ ખાવા પીવા ન આપ્યો આહાર, કર્મી દુ:ખ પામ્યો તે ઠાર.
કર્મ ઉપર રાખ્યું છે મન, પાંચ દિવસ ન પામ્યો અંન.
પેટ અંગ સહુ ગળી ગયું ઉદ્યમ ઉપર મનડું થયું.
બગલો કહે સ્ત્રી સાંભળ વાત, તું કહે તે કરૂં સાક્ષાત;
૧૬ કર્મ ઉપર આવ્યો છે કોપ, તુજ વચન કરૂં નહીં લોપ.
સ્ત્રી કહે સત્ય કહું મહારાજ, ઉદ્યમ કરે તે પામે રાજ;
કર્મી ઉદ્યમ કરવા ગયો, મહા સરોવર પર જઇ રહ્યો.
નિર્બળ છે તેનું શરીર, જઇ બેઠો સરોવર તીર,
૨૦ રંક સરખો થઇ બેસી રહ્યો, એમ કરતાં દિવસ એક ગયો.

---

૧ ફ ગણી.

સરોવરમાં છે મચ્છ અપાર, મનમાં [1]પોતે કર્યો વિચાર;
[2]બગલો તો મહા જ્ઞાની છે, જાતિ સ્વભાવ મૂકે નહિ તે.

પાપનો થાય છે પશ્ચાતાપ, માટે મૂક્યો અધર્મ આપ;
૪ મોટા મચ્છ હતા જેટલા, આવ્યા બગ પાસે તેટલા.

કરી પ્રણામ ને ઉભા રહે, કુશલ છે એમ મુખથી કહે;
ધર્મી બગલે ધુણાવ્યું શીશ, પૂછે મચ્છને તેને દીશ.

મચ્છ કહે મામા બગ સુણો, મનની વાત અમ આગળ ભણો;
૮ બગ કહે સુણો મચ્છ સહુ, તમારૂં દુઃખ હૈડે છે બહુ.

મુજને દુઃખ છે તમારૂં ઘણું, દાઝે છે હૈડું અમતણું.
પૂછે મચ્છ શી છે એ વાત, તે વિસ્તારીને કહો ખ્યાત.

આજ હું ધમ લોકમાં ગયો, સાંભળી વાત મહા દુઃખિયો થયો;
૧૨ બાર વરસ નહીં આવે મેહ, દુઃખ પામશે તમારી દેહ.

શીતળ સરોવર સૂકાઈ જશે, શી ગત ભાણેજાંની થશે;
સુકાશે સરોવરનું [3]નીર, સર્વે મરશો આણે [4]તીર.

કડું વચન એમ બગલે કહ્યું, મચ્છ વિચારે સાચું લહ્યું;

---

૧ ખ એણે

૨ ખ લોભમાં મન નથી ઘાલતો, નથી મછ તે એ ઝાલતો;
એ તો કો પરમ જ્ઞાની હોય, જાતિ સ્વભાવ તજે નહિં કોય.

૩ ખ વાર ૪ ખ ઠાર.

કહે મચ્છ અમને સુખ થાય, મામા એવો કરો ઉપાય;
તમો સમર્થ છો પંખીના ધણી, અમ પગ વિનાનાને ચિંતા ઘણી
બગલો બોલ્યો ક્ષણું એક રહી, મનમાં કપટ ને રાંકડો થઇ:
૪ આવો અમો વસું છું જ્યાં, અખુટ સરોવર છે એક ત્યાં.

અખુટ સરોવર કેરૂં નીર, સુખે રહો સહુ તેને તીર;
મચ્છ મનમાં વિચારજ કરે, ત્યાં જાવાની મનસા ધરે.
પંથ વેગળો કેમ જવાય, ચરણ વિના અમે કેમ ચલાય;
૮ કહે બગ બેસો ખાંધે ચઢી, પહોંચાડું સરોવર આ ઘડી.

બે ચારેક તે ઉપર ચઢે, અદકા ધરડે નહીં ઉપડે;
મચ્છ લઇને ઘેરજ જાય, સર્વનાં મન રળિયાતજ થાય.
બગ જીવ્યો નારી છોકરાં, સર્વ પરિવાર જીવ્યાં ઉછર્યાં;
૧૨ ડાહ્યો એક આપે ઉચ્ચરે, મન ગમે તે પોતાને કરે.

એની સાથે જે કોઇ જાય, તેને બગલો નિશ્ચે ખાય;
એ ઉદ્યમ કરવા આવિયો, ફંદ કરી એ તો ફાવિયો.
એ કરે છે એની રીત, મચ્છને એને કયાંની પ્રીત;
૧૬ મચ્છ નવ સમજ્યા બીજા મર્મ, જાણે નહીં બગલાનું કર્મ.

લખ્યું હશે જે કર્મજ માંય, એમ કહી બગ સાથે જાય;
નિત્ય ચારો લઇને જાય, આઘો જઇને તેને ખાય.
વળી બીજે દિન આવે ફરી, ચાર મચ્છ લઇ જાયે હરી;
૨૦ ઘર જઇને કહે સાચો મર્મ, મારો ઉદ્યમ ને તમારૂં કર્મ.

બીજે દિવસે આવી રહે, દિલ વારૂ કુશળ છે કહે;
કહે સંદેશો કહાવ્યો છે મચ્છે, અમો અહીંઆં રહું છું સુખે.
કર્મવંતા મચ્છ આગળથી જાય, જો જો ઉદ્યમનો મહિમાય;
૪ બગલે જઇને સ્રીને કહ્યું, ઉદ્યમ કરતાં દુઃખડું ગયું.
કર્મ સારૂં બેસી રહ્યો નેટ, ત્યારે નહોતું ભરાતું પેટ;
થોડે થોડે સૌ આવશે, એક વર્ષ સુધી ચાલશે.
કામકળા કહે સાંભળ ઋષિ, કર્મિ મચ્છ થયા ત્યાં દુઃખી;
૮ ધર્મી બગલાનો એ મર્મ, ઉદ્યમ આગળ હાર્યું કર્મ.
સૌ સભા સાંભળી રહી, રાજાને મન ચિંતા થઇ;
રખે નારી જીતીને જાય, ઉદ્યમનો વાંચી મહિમાય.
શિવશર્મા કહે સાંભળો રાજ, રખે ચિંતા કરતા આજ;
૧૨ કર્મ માળીએ બેસીને જોય, ઉદ્યમ તે દેખીને રોય.
અમૃત રૂડાં કર્મી ખાય, ઉદ્યમી દેશ વિદેશે જાય;
એ વાત તો શાસ્ત્રજ તણી, કહું કથા એ ઉદ્યમજ તણી.

## કર્મવાદીનો બીજો સિદ્ધાંત.

(દોહરા)

વચન સુણી વનિતા તણું, બોલ્યો વિપ્ર વચંન;
૧૬ વાત કહું છું કર્મની, જેમ માને તારૂં મન.
સૌથી મોટું કર્મ છે, સાચું કહું આ દિશ;
નિરભાગી એક વરતિયો, ભાગ્યું જેનું શિશ.

કામકળા સુણ કામિની, સંદેહ તારો જાય:
ઉદ્યમ કરવા સંચરે, કર્મહીણો [1]દુઃખાય.

( ચોપાઈ )

શુભ વાણી વિપ્રે ઉચરી, શુણજે તું સલુણી સુંદરી;
૪ મહિથલપુર એક નગ્ર અનુપ, પદ્મસેન તેનો છે ભૂપ.
છત્રીસ લક્ષણ ને ગુણવંત, સાધુ શિરોમણિ રૂડો સંત;
પદ્મકેતુ તેનો પરધાન, તે પર મહિપતનું બહુ માન.

તે રાજાને ન કંઇ બાળ, મસ્તક વંઝા કેરી ગાળ;
૮ નારી તેને કનકાવતી, રાત દિવસ ઝુરે છે સતી.
સ્રીને દુઃખે મેલ્યું રાજ, ચાલ્યો રાય પુત્ર માગવા કાજ;
પદ્મકેતુને આપ્યું પાટ, ગયો રાય ગંગાને ઘાટ.

અઘોર વનમાં જઈ ફર્યો ઘણું, રાખ્યું મન દૃઢ પોતાતણું;
૧૨ નિર્ભય થઇ ગયો તે સંગ, દીઠું ચિંતામણિ શિવનું લિંગ.
પ્રદક્ષિણા દઇ લાગ્યો પાય, રંક ઉપર કરો કરૂણાય;
સિદ્ધનાથનું દર્શન થયું, પાતક પાંચ જન્મનું ગયું.

આસનવાળી માંડયું ધ્યાન, સિદ્ધનાથ આપો સંતાન;
૧૬ અભયવર આપો તમો ઇશ, જગતપિતા છો શ્રીજગદીશ.
ઉનાળે અગ્નિમાં રહે, [2]વરસા ઘનધારા શિર સહે;
શીતકાળ મહાજળશું નેહ, અનેક કષ્ટ કરે છે દેહ.

---

૧ ખ ઝુરાય. ૨ ક વરસે

તપ કરતાં બાઝા દિન ગયા, ત્યારે પરિબ્રહ્મ પ્રસન્ન થયા;
માગ માગ રે રાજા તુંય, જે માગે તે આપું હુંય.

( દોહરા )

સાર કરી સિદ્ધનાથજી, આપો એ વરદાન;
૪ શરણુ આવ્યે શર્મ તુજને માગું સુખ સંતાન.

ઇશ કહે સૂણ મહિપતિ, આંબે ફળ તું જોય;
તેમાંથી ફળ એક લે, પુત્રજ તેનો હોય.

પટરાણીને આપજે, સરવે થાશે સૂત્ર;
૮ દેવાંશી દશ માસમાં, પ્રગટશે તારે પુત્ર.

ઇશ અલોપ તત્એવ થયા, રાજા ચડીયો ઝાડ;
આંબે ફળ દીઠાં ઘણાં, રીઝે લાગી રાડ.

જેટલાં ફળ છે વૃક્ષને, તેટલા પુત્રજ હોય;
૧૨ ગાંઠે બાંધ્યાં અતિ ઘણાં, મર્મ ન જાણે કોય.

શત બે શત ને ચાર શત, લીધાં ઘણાં વિશેક;
નીચે ઉતરી નિરખ્યું, રહ્યું બે બામાં એક.

અચરત પામ્યો અતિ ઘણું, ચઢીઓ બીજી વાર;
૧૬ લીધાં બમણાં તે થકી, સમજ્યો નહીં ગમાર.

હરખ માંહે નિર્ખિ જુએ, ફળ થયાં અલોપ;
દીઠો લોભી અતિ ઘણો, ચઢયો ઈશને કોપ.

લોભી જાણે લોભમાં, જાણે પરહું વહાણ;
૨૦ સૌ કો સાચું માનજો, બાઝે લોભે હાણ.

( ચોપાઇ )

પ્રગટ થઇ શિવ બોલ્યા વાણુ, રાજા છે તું ચતુર સુજાણ
એક પુત્ર મેં આપ્યો તુને, [1]લોભ કરી ઉવેખે મને.

( દોહરા )

જો તું લાલચમાં પડયો, તો ન હોય તારે તન;
૪ જા પાછો મંદિર ફરી, ફોકટ ખો ના દન.

લોભે પ્રીત ઘણી ઘટે, લોભે નહીં વહેવાર;
લોભે લાજ રહે નહીં, લોભીને નહિં કાર.

આ અવનીમાં અવતરે, જે કોઇ નરને નાર;
૮ લક્ષણ થોડું લોભનું, તે જીત્યો સંસાર.

( ચોપાઇ )

રાજા કહે હું તારો રાંક, શિક્ષા કર પ્રભુ મારો વાંક;
લોભી પણ હું છઉં તાહરો, અપરાધ ક્ષમા કરો માહરો.

શિવ કહે મારૂં વચન ન જાય, ત્રણ લોકનો લોપજ થાય.
૧૨ આપું તુજને બેટી એક ભૂપ, અતુલ તેજ ને અતિશે રૂપ.

એવું કહીને ચાલ્યો તેહ, સફળ થયો મુજ મનુષ્ય દેહ;
માગી શિખ મહિપતિ સંચર્યો, એક ફળ લઇ પુર ઘર ફર્યો.

વધામણીયા નગરમાં જાય, પ્રજા સૌ રળિયાતજ થાય;
૧૬ રાણી રાયનો ટળિયો શોક, મળવા આવ્યાં મહાજન લોક.

---

૧ ક લોભ કીધો ને વેઢયો મને.

આવી મંદિર આસન કરે, રાજરીત રાજા ઉચરે;
ગુરૂ પૂર્ણિમાનો આવ્યો દિન, મહિપતિયે વિચાર્યું મન.
પધાર્યો રાણીને ઘેર, ફળ આરોગ્યું રૂડી પેર;
૪ અતિ આનંદે દહાડો જાય, અતિ ઉલટ અંગ ન માય.

( દોહરા. )

માસ દશ પૂરણ થયા, રાણી રાય મન હેત,
પુત્રી પ્રગટી પદ્મિની, ત્રિલોકમાં નહિ તેજ.
બ્રાહ્મણ ભાટ જાચક બહુ, આપ્યાં અદકાં દાન;
૮ ટળ્યું મેહેણું વાંઝનું, માનુની પામી માન.

( ચોપાઇ. )

દિનદિન કન્યા મોટી થાય, રમત રમે મનની ઇચ્છાય;
સાહેલી રમવા સંચાર, લક્ષણ પુરણ વીશ ને બાર.
સાત વરસ વેગે વહી જાય, રાજાને મન ચિંતા થાય,
૧૨ કન્યા જોગ કોઇ વર લાવિયે, પ્રીતે પુત્રીને પરણાવીયે.

( દોહરા, )

કન્યા કહે સુણો તાતજી, અમો કરશું શિવ પૂજન,
મન ગમતો વર શિવજી, આપશે રૂડું રતન.
અવર બીજો વરૂં નહીં, [૧]મારે તેનો ઓપ,
૧૬ હુકમ થશે શુલપાણીનો, શાંત પમાડું શોક.

---

૧ ખ વર જોશો તો ફોક.

વાત એવી મનથી કરી, તાતની આજ્ઞા લીધ,
જે સેવે શુલપાણીને, તે પામે નવનિદ્ધ.
દેશપતિ ને છત્રપતિ, અનમી જેને આપ,
૪ તે સૌ સાચું માનજો, શિવ પૂજન પ્રતાપ.

( ચોપાઇ. )

કનક કચોલાં ચંદન ભાર, વાજે વાજાં અપંરપાર;
ઢોલ દદામાં વાજે સાર, મનડામાં આનંદ અપાર.
પૂર મધ્યે ઢંઢેરો ફરે, સામો પુરૂષ કો નવ સંચરે;
૮ શિવપારે એમ શોભા થાય, કુંવરી પૂજા કરવા જાય.
દેવદત્ત બ્રાહ્મણ એક ગુણી, સેવા કરે નિત્ય શંભુતણી;
દુર્બળ ગાંઠે નહીં કંઇ ધન, પરણ્યા ઉપર એનું મન.
રાત દિવસ કષ્ટે છે કાય, શિવ પાસે માગે કન્યાય;
૧૨ ભોળો બ્રાહ્મણ વિદ્યા ભણે, કુડ કપટ મનમાં નવ ધરે.
કુંવરી વર માગે શિવ પાસ, વિપ્ર જાચે કન્યાની આશ;
[1]ત્રણ કાળ શિવ પૂજે તેહ, નારાયણ ઉપર બહુ નેહ.
તેને મિત્ર એક મળતીયો, નામ નીરભે જાતે વરતિયો;
૧૬ કરે મંત્ર જંત્રનાં કામ, જાદુગર જાણે સહુ ગામ.
સાથે સઘળે રમતા ફરે, સુખદુઃખની તે વાતો કરે;
બેઉ જણ બેઠા ચૌટા માંય, કુંવરી પૂજન કરવા જાય.
વિપ્ર કર્મ અનુસારે રહે, વરતિયો ઉદ્યમ લક્ષે લહે.

---

૧ કે અરૂણ કાળ આવ્યું તું જેહ.

( દોહરા. )

વરતિયે મન વિચારીયું, ઉદ્યમ કરૂં ઉપાય;
કપટ કરીને લીજીએ, રૂડી રાજકન્યાય.
વિપ્રને કહે વરતિયો, ચિત્ત ધરી સાંભળ કર્ણ;
૪ હું કહું તે ઉદ્યમ કરે, તો રાયની કન્યા પર્ણ.
ખલવાટે ખોટું કર્યું, મનમાં રાખ્યું ઝેર;
બ્રાહ્મણને આગળ કરી, કન્યા લાવું ઘેર.
ઉદ્યમ કરીએ સર્વથા, નાખી જોઇએ ચોટ;
૮ જો મરશે તો બ્રાહ્મણો, મારે શાની ખોટ.

( ચોપાઇ )

દ્વિજવરને પૂછે ખલ્વાટ, તજાવું તારો ઉચાટ;
શિવ પૂજી મુવો બહુ ઠામ, તેથી કોઇ સર્યું નહીં કામ.
સાચું બોલે પાળે ધર્મ, નિત્ય ઊઠી વખાણે કર્મ;
૧૨ ઘરમાં બેઠાં કાંઇ નહીં મળે, ઉદ્યમ કીધા વિના નહીં ફળે.
હું કહું તે તમે ઉદ્યમ કરો, રાજકુંવરીને નિશ્ચે વરો;
પૂજા કરે છે કુંવરી જહાં, અણછતા પેસો જઇ તહાં.
પૂજન કરી પગે લાગશે, શિવ પાસે સ્વામી માગશે;
૧૬ કહે ઇશ્વર આપો ભરથાર, ત્યારે તું દેજે હુંકાર;
વિવેક વચન કહેજો બે ત્રણ, તે સાંભળશે કુંવરી કર્ણ.

( દોહરા )

કહે એ શ્યામા સાંભળે, હરખ ધરીને જોય;
બત્રીશ લક્ષણ આગળો, તુંને આણું વર સોય.

ઉગમણી દિશાએ દેહરૂં; સુંદર સરોવર પાળ;
માનુની જાજો મલપતાં, ખરે બપોરે કાલ.
તુજ સરખો તુજ જેવડો, ઉત્તમ કુળ મહારૂપ;
૪ બેસારૂં બારણે, વરજે ભારે ભૂપ.
શ્યામા સાચું માનશે, તત્ક્ષણ પાછી જાય;
બીજે દિવસે આપણે, રહીશું દહેરામાંય.
વરમાળા આરોપશે, જાણી ભારે ભર્મ;
૮ એ ઉદ્યમ તુજને ફળે, શું કરે બિચારૂં કર્મ.
વચન કહ્યું જે વરતિયે, વાડવે ધરીયું કાન;
જ્યાં કપટ ત્યાં ચપટ છે, એ વાત તું નિશ્ચે જાણ.
દેવ કહે સુણ દુરમતિ, નથી કર્મમાં અંક;
૧૨ અવળી ગત ઘાલું કયહાં, એ રાજા હું રંક.
કર્મે લખ્યું જે આપણે, તે ભોગવવું સત્ય;
ઉદ્યમ [૧]સ્વામિ નહી કરૂં મારી નહી એ મત્ય.
[૨]નિરંજને જે નિરમીયું, મારે તો તે થાય;
૧૬ ઉદ્યમ કરીએ અતિ ઘણો, તે સૌ એળે જાય.
રાય રંક ઉદ્યમ કરે, કર્મ તણો બહુ ફેર;
ઉદ્યમ નવ સાંધી મરે, પણ કર્મજ તોડે તેર.
મેલ વાત મૂરખ મન તણી, કાં કરે ઘેલા ફંદ;
૨૦ અવળો ઉદ્યમ જે કરે, તે પામે બહુ દંડ.

---

૧ ખ આશ. ૨ ક નિરંજનને જે નર ગમ્યા, મારે તેનો થાય.

( ચોપાઇ. )

મુંડ કહે સાંભળ રે બ્રહ્મ, બેસી રહે વખાણી કર્મ;
ન કરે કર્મ તે ઉદ્યમ કરે, દુઃખ દારીદ્ર તે ઉદ્યમ હરે.
ઉદ્યમનો જોજે મહિમાય, કરૂં ઉદ્યમ પરણું કન્યાય;
૪ ઉદ્યમ કરતાં નૃપતિ હોય, કાર્ય ઉદ્યમથી અતિ હોય.
જોજો ઉદ્યમ કરિયે અમો, કર્મ સારૂ બેસી રહો તમો.

( દોહરા. )

વિપ્ર કહે તું શું કહે, આ તલમાં નહિ તેલ;
કપટ કરી પરણો તમો, મિથ્યા લવરી મેલ.
૮ ઉદ્યમ આશા નવ કરૂં, કરૂં શિવ પૂજન;
જગંનાથને જે ગમે, સાચું કર્મ પૂજન.
ચડી રીશ શીશમુંડને, તજ્યો વિપ્રનો સંગ;
જો કર્મહિણા શું કરે, ઉદ્યમ કેરો રંગ.

( ચોપાઇ. )

૧૨ મમત કરીને ખલવાટીઓ, શિવ પછવાડે જઇને રહ્યો;
જગંનાથજી કેરૂં લિંગ, શીશમુંડે જઇ કીધો સંગ.
જળ જાવાનું સ્થાનક જહાં, કૃશ થઇને બેઠો ત્યાંહાં;
હુઇડામાં હશ્યા મહાદેવ, કપટકારી ઓળખિયો દેવ.
૧૬ એના હૈયામાં છે ભેદ, કર્યું ભોગવશે બોલે વેદ;
એમ કરતાં ઘટિકા ત્રણ થઇ, કુંવરી પૂજન કરવા ગઇ.
પોતે આપ બેઠી પાલખી, સાથે એક સહસ્ર છે સખી;
ઉરાડે બહુ અબીલ ગુલાલ, બાજે મૃદંગને વીણા તાલ.
૨૦ એમ સખીયો ચોદિશ જોય, પુરૂષ નામ ન દિસે કોય.

( દોહરા )

શિવ દેરામાં આવિયાં, રમઝમ કરતી બાળ;
ઠામ ઠામ દીપક કર્યા, જ્યોતો ઝાક ઝમાળ.
પંચામૃતે પૂજા કરી, ચંદન કુમકુમ તેલ;
૪ કર્પુર કસ્તુરી અરગજા, કરી રંગની રેલ.
બિલ્લિપત્ર તિલ તાંદુલા, પુષ્પ સુગંધી અપાર;
ધૂપ દીપ અતિ આરતિ, અમૃત મેવા અહાર.
મન માન્યું મહારૂદ્રનું, કીધી છે કરૂણાય;
૮ માનુનીયે તવ માગિયું, મન આણી લજ્જાય.
વર આપો વર વંશનો, કરીએ રૂડાં કાજ;
મહારાજ તમારે મન ગમે, તેવો આપો કંથ.
માગી વર શંભુ કને પ્રમદા લાગી પાય;
૧૨ શિવ પૂજન પ્રતાપથી, સરશે સારાં કાજ.
એવું સાંભળી બોલિયો કપટરૂપ તે મુંડ;
સાંભળજે તું સર્વથા; જે ન મળે નવ ખંડ;
શ્યામા એ સાંભળવા રહી, કૌતુક દીઠું સર્વ.
૧૬ કર જોડી નીચી નમી, મેલી મનનો ગર્વ.
બોલે છે બીજીવરાં, સાંભળ સુંદરી વાત;
કાલ બપોરે નીસરે, તેડી સહીયર સાથ.
પૂર્વ દિશાએ પરવરો, મનમાં રાખી ધીર;
૨૦ ત્યાં દહેરૂં મહાદેવનું, સમીપ સરોવર તીર.

નીરભે થઇને સુખથી, જાજે તેણે પંથ;
બત્રીશ લક્ષણ આગળો, તુજને મળશે કંથ.
ગામમાં પડો વજડાવજો, નર નીસરે નહીં કોય;
૪ જે દેહેરે આવી ચડે, પતિ તમારો હોય.
જાત ભાત પૂછીશમાં, ન જોઇશ કુળ કે રૂપ;
મધ્યાહ્નને મળશે તુંને, તેહ પુરૂષ તુજ ભૂપ.
દેખે તેને તું વરે, ખેદ કરે નહીં કોય;
૮ એવું વાયક સાંભળ્યું, સાંભળીને મન મોય.
મનમાં હરખી માનુની, સિધ્યાં સઘળાં કાજ;
ફળ પામી પૂજાતણું, ત્રઠયા શિવ મહારાજ.
હરખ ભરી પાછી ફરી આનંદ અદકું હેત;
૧૨ મંદિર આવી માનુની, અચરત તાતને કહેત.
વાત કહી જે નીપની, માન્યું સત્યાધાર;
માવતાત મન માનિયું, હર્ષ હવો અપાર.
પુરમાં પડો વજડાવિયો, વરત્યો જયજયકાર;
૧૬ એવી તો બંધી કરી, જે કો નવ નીસરે બહાર.
પૂજા કરવા ઇશની, જાશે બીજે દિન્ન;
(પેલા) મુંડકને શું નોપજ્યું, જેનું કપટી મન.
મન ગમતું મહાદેવને, [1]સ્ત્રીની તોડી ભ્રાંત્ય;
૨૦ બીજે દિવસે શું થયું, વીતિ જ્યારે રાત્ય.

---

૧ ખ સ્ત્રીની ભોળી જાત.

ચોપાઈ. )

સેવા કરવા ગઇ સુંદરી, જેહ વચન હ્રુઇડામાં ધરી;
ત્રણ પોહોર જ્યારે પુરા થાય, બ્રાહ્મણ પાંચ પુજાને જાય.
કુંવરી બહાર આવી જ્યારે, વિપ્ર પાંચ પેઠા ત્યારે;
૪ વરતીકથી નીકળાયું નહીં, આવ્યો સંકટમાં જાએ કહીં.
કોઇ જો જાણે આણે દીશ, તો નીચ પાસ છેદાવે શીશ;
વેદિયા વેદની ધુનીયો કરે, જે સાંભળતાં પાતક હરે.
પુજા કરતાં વીતિ રાત, ઉગ્યો સૂર થયો પ્રભાત;
૮ મુંડક માંહિ બેસી રહ્યો, અર્ધ પ્રાણ [1]એમ કરતાં ગયો;
બહાર નીસરવા તરફડે તન, પરણ્યા ઉપર જેનું મન.

દોહરા. )

પુજા કરી પાછા વળ્યા, પાંચે ભેળા બ્રહ્મ;
ન્હાલ થયો પેલો વરતિયો, ઉઘડ્યું આપણું કર્મ.
૧૨ નીચે નીસરવા ગયો, હરખ ધરી મન આપ;
તે સમે પેઠો બારમાં, મોટો મણિધર સાપ.
અકળાયો આખી રાતનો, દરમાં જેનો વાસ;
રાત્રે પેસી શકયો નહીં, વિપ્ર બેઠા'તા પાસ.
કર વાગ્યો તે નાગને, જે પૂર્વ જનમનું વેર;
૧૬ ડશ્યો હાથ તે મુંડને, તત્ક્ષણ ચડીયું ઝેર.
તે સમે થયો વાયદો, પુરા જે બે પહોર;
શોધવા કુંવરી નીસરી, જોવા તેને ઠોર.

---

૧ ખ રૂંધાઇ રહ્યો.

રૂમઝુમ કરે હઇડું ઠરે, ભરે સુગંધ અપાર;
મળી સખીઓ સાતસેં, ઉર એકાવલ હાર.
પુરૂષ નામ દીસે નહી, સખીઓ ઠામોઠામ;
૪ શિખ માગીને નીસર્યાં, નારી નિર્મળ નામ.
મૃદંગ તાલ વાજે ઘણા, વળી નિશાને [1]વાય;
ધમકારે પૃથ્વી ગડગડે, વર વર વાયુ વાય.
શુભ શણગારી હાથણી, ઉપર બેઠી બાળ:
૮ સખી કરે ઓવારણાં, કર ગ્રાહી વરમાળ.
હસે રમે સૌ [2]ઉછળે, કરે હાસ્ય મનમાંય;
અબીલ ગુલાલ ઉડે ઘણા, પૂજા કરવા જાય,
સ્નાન કર્યું સરોવર જઇ, પહેર્યાં પટકુળ અંગ;
૧૨ પગ પાળે થઇ પરવરી, શિવજી કેરે સંગ.
અગર ધુપે ઉવેખીયો, સુગંધ બરાસે સાર;
જાઇ જુઇ ને કેતકી, પ્રેમલ પુષ્પ અપાર.
ધુપ દીપ નૈવેદ્ય શું, તાંબુલ બીડી બરાસ;
૧૬ માની લ્યો મહારૂદ્રજી, પુરો મનની આશ.
પૂજા પૂરણ ત્યાં થઇ, સુંદરીમાં બહુ રૂપ:
ઓળવા લાગી ભામિની, શિવને કહે કયાં ભૂપ.
પેલો દેહરામાં પડયો, જૂવે છે ખલવાટ;
૨૦ કન્યા ન આવી હાથમાં, મોટો મન ઉચ્ચાટ.

---

૧ બા ધાય. ૨ ફ ઉઠીયાં.

વિચાર કરે મન મૂઢિયો, ઉદ્યમ ઉપર મંન;
દેહરે જઇ શિવેશને, લાવું એહ રતંનં.
કપટે કન્યા પરણિએ, વેગે લાવું ઘેર;
૪ મૂલી મોહોરો સેવશું, ઉતારીશું ઝેર.
હળવે હળવે નીસર્યો, જાત્રા લાગ્યો ઘેર;
વેગે જઇ પરણું સહી, રાજકુંવરી વેહેર.
શિર ઉપર સૂરજ તપે, અંગે અગન અપાર;
૮ પગ પાની દાઝે ઘણી, દુઃખ પામ્યો નિર્ધાર.
તોએ મન ઉદ્યમ કરે, મન સંભળાવે ધર્મ;
ઉદ્યમ તો ત્યારે ફળે, જોરાવર હોય કર્મ.
એક વૃક્ષ મિઠ્ઠીતણું, ઊભો તેની છાંય;
૧૨ ક્ષણું એક ઉભો રહું, કન્યા જાશે કયાંય.
પાકું ફળ મિઠ્ઠી તણું, પડીયું તેણે દિશ;
મુંડક ઊપર તે પડ્યું, ભાગ્યું તેનું શીષ.
પગ પછાડી તે પડયો, વાગ્યું માથે મરમ;
૧૬ વિપ્ર જોત્રા ત્યાં ગયો, જેનું જોરાવર કરમ.
જોઉં વર્તિક કેમ પરણશે, કપટતણી જોઉં રીત;
જોઉં ઉદ્યમ કેવો ફળે, પૂરણ કરી છે પ્રીત.
શિવને સમરી નીસર્યો, જોવાને ચર્ચાય;
૨૦ પોથી હાથમાં પાઠની, ભોળે ભાવે જાય.
સુંદર અરચા કેસરી, કંઠે પુષ્પનો હાર;
બ્રાહ્મણ તો તેજે તપ્યો, વિદ્યા અપરમ પાર.

સેવે નિત્ય શુલપાણિને, ઉદ્યમની નહીં આશ;
કુડ કપટ સમજે નહીં, કર્મતણા વિશ્વાસ.
કુંવરી શોધે કંથને, જુવે પતિની વાટ;
૪ આ ઓચિંતો ત્યાં ગયો, ટળ્યો મન ઉચ્ચાટ.
સાહેલિયો સાહી લાવિયો, રાજકુંવરીની પાસ;
તમ સરખો સ્વામી મળ્યો, ત્રિપુરેશ્વરે પુરી આશ.
તે મુહૂર્ત ને તે ઘડી, તે દિન ને તે વાર;
૮ વરમાળ આરોપી કંઠમાં, વરત્યો જયજયકાર.
તે વેળા ને તે ઘડી, ગડગડિયાં નિશાન;
ગજ ઉપર વાહન કર્યું, જાણે ઉગ્યો ભાણ.
મોહોલે આવી માનુની, જાય પિતાની પાસ;
૧૨ કંથ લાવી કોડામણો, આપ્યો વકુંઠનાથ.
નીરખી હરખી વિપ્રને, મળી છે સખિયો જોડ;
[1]સારૂં સર્વને ઉપન્યું, પહોંચ્યા મનના કોડ.
હેમકલશ ચોરી રચી, પુરણ રૂડી પેર;
૧૬ રાજપાટ સોંપ્યું સહી, રાયે રાખ્યો ઘેર.
અધિકાર એ છે કર્મનો, નિર્ધનિયાં ધની હોય;
કર્મ હશે તે પામશે, માનજો સાચું કોય.
ઉદ્યમ કરીએ અતિ ઘણો, કૂડ કપટ કહેવાય;
૨૦ કર્મ ન હોયે પાધરૂં, [2]તો બારે વાટે જાય.

૧ ક હાસ્ય. ૨ ખ આટાલૂણે જાય.

વર્તિયો પડિયો વાટમાં, જે ઉદ્યમ વશ હોય;
ઋષી તે પામ્યો રાજને, કર્મ તણી ગત જોય.
અધસરતો થયો ખાળમાં, બીજો કરડયો નાગ;
૪ ત્રીજો દાઝયો તાળવે, ચોથો દાઝયો પાગ.
ગયો બીલી હેઠળ ગાપડો, નવ સહેવાયો તાપ;
મુંડક મુંડ કટકા થયું, પ્રગટયાં પાંચે પાપ.
નિર્બળ જેનું કર્મ છે, ઉદ્યમ કરતાં હાણ;
૮ ઘડી પાંચ તે પગ ઘસ્યા, પછી તજ્યા છે પ્રાણ.
શિવશર્મા કહે સાંભળો, કામઠળા સુજાણ;
કર્મે તો કન્યા વરી, ઉદ્યમે લીધા પ્રાણ.
કોઇ કરૂપ કલક્ષણો, કાયર કુડો કહેવાય;
૧૨ કર્મ જો હોયે પાધરૂં, તેને વશ સહુ થાય.
શુભ સ્વરૂપ વિદ્યા ઘણી, રૂડી શોભે દેહ;
કર્મ આગળ કરગરે, તેમાં નહિ સંદેહ.
ત્રણ ત્રણ તલવારો ધરે, હોય શૂર સુજાણ;
૧૬ ખોળે ચાકરી કર્મની, પુરણ પ્રીત પ્રમાણ.
ગગમ નિગમ જ્યોતિષ લહે, વિદ્યા સિદ્ધજ હોય;
તે જાચે જઇ કર્મને. જુગતે કરીને જોય.
નાટક ચેટક [1]કર્મમાં, ગુણકા રૂપ સ્વરૂપ,
૨૦ તે ખોળે જઇ કર્મને, ભારે કર્મનો ભૂપ.
ફિંફરે હાથી ઘોડલા, ઘોળા ઘોરી સમર્થ;
ખરીદદાર ખોળે ખરો, જે કોઇ આપે ગર્થ.

---

૧ ખ રમતે રમે.

તેથી સો કો માનજો, કર્મ તણો વિશ્વાસ;
કર્મ જોરાવર સૌથકી, કહે કવિ સામળદાસ.

## ઉદ્યમવાદીનાં દૃષ્ટાંત.

(ચોપાઇ.)

કામકળા કહે સાંભળ બ્રહ્મ, ઉદ્યમથી અદકું નહીં કર્મ;
કર્મ જોરાવર કહે જે વાણ, તેનું નામ તો છે અજાણ.
વખાણ કરે કર્મનું જેહ, મૂરખ નામનો કહીએ તેહ;
પંડિત પાંચસેં જોડે રાય, ચુકવો કહું તે મારો ન્યાય.
કોઇની પક્ષ કરો જો આપ, તો બ્રહ્મહત્યા કેરૂં પાપ;
કહું વાત તેની કરો સાખ, પ્રત્યક્ષ દેખાડું હું લાખ.
એવા મૂરખ વિચારી જોય, ઉદ્યમ વિણ નવ દીઠો કોય;
કર્મ બિચારૂં રંકજ થયું, ઉદ્યમ કર્યા વગર કોણજ રહ્યું.
ચતુર પુરૂષ કે [1]રૂડા કહીં, ઉદ્યમ કર્યા વિના કો જાણે નહીં;
રંક રાય ઉદ્યમ વશ હોય, કર્મ સારૂ બેસે નહીં કોય.
રાજસભા મુજને કહો રીઝ, કર્મતણું જે હોયે બીજ;
[2]કરમ સાથે જે પેદા થયું, તમોએ જે જોરાવર કહ્યું.
કર્મ બંધાણું જેને લલાટ, અદકું ઓછું તે શા માટ;
ઉદ્યમ ઉદ્યમ ઉદ્યમ અતિ, ઉદ્યમ શ્રેષ્ઠ ને કર્મજ રતિ.
ઉદ્યમ રાય ને કર્મજ રંક, તેનો કહું તમ આગળ અંક;
હઇડાં ઉઘાડી જો જો સર્વ, મેલી અંતરમાંનો ગર્વ.
કર્મ બીજ ઉદ્યમ જે હોય, કુડ કપટ તે તરતજ જોય;
પ્રથમ ઇશ્વરે ઘડયાં શરીર, નગન અંગ ને ઢાંકે ધીર.

---

1 ખ ડાહ્યા. 2 ક કર્મ તે તો સાથી થયો, જેને તમો જોરાવર કહ્યો.

તેની માતા ઉદ્યમ વશ થાય, પ્રોઢા થવા ગળથુથી પાય;
જેના કુળમાં જે અવતરે, તે કુળ તેવો ઉદ્યમ કરે.
બાંધી ધેનુ ઘરમાં ઘણી, જોજો રીત કહું ઉદ્યમ તણી;
૪ કર્મ બિચારૂં શું લે બુધ, દૂહે ઉદ્યમી તેનું દૂધ.
તેનું તો પંચામૃત થાય, ઉદ્યમ વિના કર્મ શું ખાય;
ઇશે સૃષ્ટિ કરી જયાહરે, નહિ મેડી મંદીર ત્યાહરે.
માટી ચુનો કાષ્ટ જ ઘણાં, કર્યું ઉદ્યમે ઘર તે તણાં;
૮ વાવે કપાસ કે લાવે રૂ, વણી વિવેકે વસ્ત્રજ કર્યું.
જો ઉદ્યમ એવો નવ કરે, તો કર્મી સહુ નાગા ફરે;
પૃથ્વી ખેડી વાવે ધાન, ઉદ્યમ તો તરૂકલ્પ સમાન.
રસકસ કણ પાકે છે દુઃખે, ત્યારે કર્મવંત જીવે સુખે;
૧૨ પકવે તલ ઘાણી પીલાય, દીપક જયોત કરે તો થાય.
ઠામ ઠામ ઉદ્યમનું જોર, એટલે કર્મે અંધારૂં ઘોર;
ભર્યા અન્ન ઝાઝાં ઘર માંય, રાંધ્યા વિના તે કેમ રંધાય.
પાતાળ માંહે જે છે નીર, જાણે છે તે શ્યામશરીર;
૧૬ મેળવી દૂધ અપ્રકે જે વાર, વલોવતાં ઘૃત નિકળે સાર.
કૂપ ઉદ્યમવંત જો ખોદીયે, તો કર્મવંતા પાણી પીએ;
સુવર્ણ લાવે ગર્થે કરી, ઘરમાં નવ મેલીએ ભરી.
કરે આભૂષણ પહેરે અંગ, ત્યારે કર્મ પર આવે છે રંગ;
૨૦ વસ્ત્ર લાવી મેલે કો પાસ, કોઇ હોય જો ઘરમાં દાસ.
ઊઠી ઉંચો નીચો થાય, ત્યાર વિના તે કેમ પહેરાય;
સપ્ત ધાતુ છે બીજી ઘણી, વસ્તુ નીપજે અનેક તે તણી.
કરે ઉદ્યમી તેનાં કામ, ઘડી ઘાટ પાડે છે નામ;

હુવન હોમ ઉદ્યમથી થાય, સંતોષ પામે વૈકુંઠરાય.
ભારે મેઘ કરે છે વૃષ્ટ, ત્યારે જીવે છે સઘળી સૃષ્ટ;
મહા રૂષિ તપેસરી સાથ, કરે પૂજા ઈશ્વરની હાથ.
૪ કરે [1]ધીર પામી માહા ધર્મ, ત્યારે થાય જોરાવર કર્મ;
પુણ્ય [2]વિના પામે નહીં કોય, કરે કામ તે ઉદ્યમી જોય.

( દોહરા. )

પ્રથમ જે કોઇ ઉદ્યમ કરે, જપ તપ જે કો ધર્મ;
ત્યાર પછી બીજે ભવે, ફળ થઇ ભોગવે કર્મ.
૮ જેવો આપ ઉદ્યમ કરે, ઊગે તેવું તેજ;
કરમ ઉદ્યમનું છોકરૂં, નારી કહે છે નેહ.
શુકદેવ સરખા તપ કરે, ઉત્તમ ઉદ્યમ નામ;
વાવ્યું બીજ તે ફળ થયું, પામ્યો ઉત્તમ ઠામ.
૧૨ કરવત મુકાવ્યું કાશીએ, કમહીણા જે હોય;
રાજ પામ્યા બીજે ભવે, ઉદ્યમી કર્મજ જોય.
સપ્ત લોક આકાશમાં, સપ્ત લોક પાતાળ;
ઉદ્યમ વિણ કોઇ નહીં, બોલું સત્ય વિશાલ.
૧૬ સૂરજ ચંદ્ર નવ ગ્રહ, દેવ દાનવ અનેક;
કર્મ ઉપર કો નવ રહ્યું, જૂઓ કરી વિવેક.
મુંગો તે બોલે નહીં, પાંગળો તે નવ પળાય;
બાકી સૌ ઉદ્યમ કરે, કર્મ [3]પ્રમાણે ખાય.

( ચોપાઇ. )

૨૦ વિપ્રને ઘેર આવ્યો છોકરો, કહેશે નિશાળે મોકલો;
ઉદ્યમ કરીને વિદ્યા ભણે, ત્યારે પંડિતમાં કો ગણે.

૧ ખ ધુમ્રપાન. ૨ ખ વંત. ૩ ક પરાણા.

બીજી જે અષ્ટાદશ વર્ણ, કુલ કુલનાં જેવાં આચરણ;
જે જન જેવો ઉદ્યમ કરે, ત્યારે પેટ પોતાનું ભરે.
લોહું પહાણુ ચકમક છે આગ, મથ્યા વિના નવ પડે અંગાર;
થાળીમાં પીરસે છે અન્ન, જોએ તૃપ્ત ન થાએ મન.
વાસણ ચુલા આગળ અડે, ઉદ્યમ વિણ ઉપર નવ ચડે;
તાંબુલ બીડાં હોયે સંગ, આરોગ્યા વિણ નાવે રંગ.
આયુધ જો કરમાંહે ધરે, માર્યા વિના શત્રુ નવ મરે;
૮ દુવાત લેખણ કાગળ હાથ, મૂકી છાંડો દિન ને રાત.
લખ્યા વિના તે નવ લખાય, ઉદ્યમ વિના તો નવ ભણાય;
કથા પુરાણ ને મોટા વેદ, વ્યાસ સરીખે ભાખ્યા ભેદ.
ત્યારે સહુને જાણજ થયા, ઉદ્યમે કરી કથાંતર કહ્યા.

( દોહરા. )

૧૨ પંડિત છો સૌ પાંચસે, આવ્યા ઉદ્યમ કાજ;
જે વખાણે કર્મને, કરે રાવળું તાજ.
રાય વખાણે કર્મને, તો મેલો સંસાર;
ઉદ્યમ વિના ચાલે નહીં, જેને સરજ્યો અહાર.
૧૬ નાચે છે અતિ અપ્સરા, ગુણીજન ગાએ ગીત,
કૌતક કરે છે કૌતુકી, તે ઉદ્યમ પર પ્રીત.
ચાકર કરે છે ચાકરી, રાય કરે છે રાજ;
પુરાણ વાંચે પંડિતો, તે તો ઉદ્યમ કાજ.
૨૦ સીવે સાંધે ને વણે, ઘડે ઘણેરો ઘાટ;
વેપાર કરે જે વણિક જન, દેખી વિસ્મય થાય.

તસ્કર તો લે જુવટે, ભિક્ષા લે શિર ભાર.
ન્યાયાન્યાય ઉદ્યમ અતિ, ઉદ્યમ એહ અપાર.
એ તો મોટો માનવી, પણ ગીજા પંખી પૂર;
૪ ઉદ્યમ કરી ઉદર ભરે, ઉદ્યમ મોટું નૂર.
જનાવર બધા જગતમાં, જેને વળગ્યું પેટ;
ઉદ્યમ વિના ભરે નહીં, જો જો નિહાળી નેટ.
બ્રહ્મા વિષ્ણુ ઇશ છે, એ સર્વે કહેવાય;
સરજે પાળે સંહાર કરે, ઉદ્યમના ગુણ ગાય.
સુખ તે સર્વ ઉદ્યમ થકી, દુઃખ ઉદ્યમ નવ હોય;
ઉદ્યમ મૂકી બેસી રહ્યો, તેહ બતાવો કોય.
ક્રોડ ઉદ્યમી મેં કહ્યા, કરમી દેખાડો એક;
૧૨ તો છોડી નાખું પૂતળાં, વિનય કરી વિવેક.
મુકી હોડ હારી કહું, સહેજે મુકું શર્મ;
કોઇક દેખાડો મુજને, [1]ઝાલી બેઠો કર્મ.

## કર્મવાદીનાં દૃષ્ટાંત.

(ચોપાઇ.)

કામકલાએ વાતજ કહી, લખ આગળ જે લક્ષ્મી થઈ;
૧૬ એ તો અચરત અધિકું હોય, શિવશર્મા સામું સહુ જોય.
કહી વાત મહા મોટી મૂલ, વેદ વાયક છે સમ તુલ;
ઘાલી મૂછે પોતાનો હાથ, શિવશર્મા બોલ્યો તે સાથ.

---

૧ કે બળવી.

શ્યામા તેં કહ્યું તે સાચ, નેમ એક સાંભળ કહું વાચ;
સાંભળજે આણી મન રીજ, પ્રથમ કર્મતણું હોય બીજ.
તેનું ફળ ઉગ્યું જ્યાહરે, તેવો ઉદ્યમ ઉગ્યો ત્યાહરે;
૪ જેનું કર્મ જોરાવર સાર, તેનો ઉદ્યમ વણજવેપાર.
[1]ઓછે કર્મે લખાણો દીશ, ઉદ્યમ ભાર ઉપાડે શીશ;
કરે ઉદ્યમ બે ભણવા જાય, કર્મવંત તે પંડિત થાય.
કરે ચાકરી સહુકો અડે, કર્મવંત તે હાથી ચડે;
૮ રાજા શો ઉપાડે ભાર, રાખે છે અદકો અહંકાર.
જેને માથે છત્રજ ફરે, એ શો ઉદ્યમ અદકો કરે.
રાંક બાપડો વાટે પડયો, ભૂખતણે દુઃખે બહુ નડયો;
ઉદ્યમ કરતાં શિર ભાર ભરે, કર્મહીણો તે ભૂખે મરે.
૧૨ કરે કાસદું ઘેરે ઘેર, ભાર ઉપાડે છે બહુ પેર;
[2]ઉદ્યમીને અદકી છે આય, કર્મ વિના અણુવાણે પાય.
નગર શેઠ વડો પ્રધાન, મહાજન મહિપતિ કેરૂં માન;
પાયક પાખર ચાકર પાસ, સદાવ્રત આપે છે વાસ.
૧૬ કર્મ દુઃખ વેગળાં કરે; એ ઉદ્યમ શું અદકો કરે;
રાત અંધારી છે ઘમઘોર, ચિત્ત કરી ચાલે છે ચોર.
રહે છે વનમાં દહાડે દીશ, પાડે ખાતર કપાવે શીશ;
અધિક ઉદ્યમ માંહે ભળે, સાજું વસ્ત્ર કદી નવ મળે.
૨૦ પંડિત બેઠા કહે પુરાણ, લે છે [3]મનગમતાંનાં દાન;
રીઝવી રાયને લે છે માલ, સભામાં જાય બેસી સુખપાલ.
કર્મ થકી ખટકર્મજ કરે, એવો ઉદ્યમ અદકો કરે;

---

૧ ખ ઓછું કર્મ લક્ષણે દીશ. ૨ ક ઉદ્યમીને અદકી છે ઓહ, કર્મ વિના ઉઘ નહીં તેહ. ૩ ખ મનગમતી લાહાણ.

બીજા ભિક્ષુક માંગે ભીખ, સૌને હેતા કરે છે શીખ.
નાખે ટેલ દીવસને રાત, પૂજન અરચન જાણે આપ;
ઉદ્યમ કરે છે બહુ પેર, કર્મહીણુ પામે નહીં શેર.
૪ કહું કૌતુક એવાં એક લાખ, સભા પાસ પુરાવું શાખ;
મેલ અહંકાર મનમાંથી મર્મ, ઉદ્યમથી તો જીતે કર્મ.
મોટું કર્મ જાણું છું અમો, શો ઉદ્યમ વખાણો તમો;
છોડો પુતળાં હારી જાઓ, નહીં તો ઉદ્યમના ગુણ ગાઓ.
૮ પંચ પ્રમાણ કરે જે વાત, તે સાચું માને સાક્ષાત.

( દોહરા. )

ઠામકલા કહે વિપ્ર સુણો મેલો મન અંહકાર;
ઉદ્યમ અદકો સર્વથા, જાણે સૌ સંસાર.

( ચોપાઈ )

થોડો ઉદ્યમ કરે જયાહરે, ઘણું કર્મ ફળે ત્યાહરે;
૧૨ વિના ઉદ્યમ કર્મો નવ ફળે, ઉદ્યમ કરતાં મોટમ મળે.
નથી કર્મ ને ઉદ્યમ હોય, સહેજે સ્વર્ગ પહોંચાડે સોય.

( દોહરા. )

કર્મવાદી કોઇક પુરૂષ, પડયો અર્ણવ નીર;
કર્મે પાર પડે નહીં, ઉદ્યમે પામે તીર.
૧૬ કર્મવંત દુ:ખમાં પડયો, વ્યાપ્યો દેહમાં રોગ;
ઉદ્યમથી ઔષધ કરે, પામે સુખ સંજોગ.
અડસઠ ભોગ ઉદ્યમ થકી, તે પમાડે તંત;
ને ટળે ઉદ્યમ તરતથી, જે માથે લખીયાં મંત.

સભા શે નથી બોલતી, મનમાં કરી વિવેક;
નિશ્ચે કરી નરપતિ કહો, ઉદ્યમ કે કર્મ એક.
કર્મ વખાણો જો સહુ, તો તજો ઉદ્યમનું કામ;
૪ એક કહો ને બે કરો, તેનું તે શું નામ.
પંડિત હોય તો પરહરો, રાજ સભા તત્કાળ;
નિશાળે નવ મૂકશો, આપ ઉદરનાં બાળ.
[1]બેશી સભામાં જો કહી, ન કરો ઉદ્યમ આપ;
૮ ચુકો ચિત્તથી ચાકરી, કર્મ ઉપર શી છાપ.
દંડ ન દેશો ચોરને, સુમ ન કહેશો શાહ;
સ્વર્ગ મટામટ રહો સહુ, રાંક અને રાજાહ.
કામ તજો સહુ કુળતણાં, તજો ઉદ્યમ એ જાગ્ય;
૧૨ કર્મે બેસી રહો તમો; તો હું લાગું પાગ્ય.
હસ્તી ઘોડા નવ પાખરો, સંભાળો નહિ ગામ;
કર્મ હશે તો પામશો, ઉદ્યમનું શું કામ.
કર્મ વિણ ચાલે કોટિ ભવ, કરો વિચાર સૌ કોય;
૧૬ ઉદ્યમ વિના એકે ઘડી, અર્થ સરે નહીં જોય
ઉદ્યમ હોય અતિઘણો, કર્મ અલેખે થા
ઉદ્યમ વિના આદર કશો, ધન ધન સૌ કો ?

---

૧ ખ સેવક સહુ સભા વિષે, નિંદો ઉદ્યમ આપ,
તો ચિતથી મુકો ચાકરી, કરમ ઉપર છત છાપ.

## નિર્ણય.

( ચોપાઇ. )

રાજસભા ત્યાં બોલી જ્યાં, ઉદ્યમ કર્મનો ન્યાય તોળાય;
સાંભળ એ સતવાદી જન, ઉદ્યમે કર્મ કર્મે ઉદ્યમ બળવંત.
એકલું કર્મ તે જીતે કોક, જૂઓ વાત વિચારી લોક;
૪ કર્મ વિના ઉદ્યમ નવ મળે, ઉદ્યમ કરતાં કર્મ જ ફળે.
એમાં ખેદ કરશો મા કોય, સમતુલ બે તે જુગતે જોય;
ઉદ્યમનું તો કર્મજ નામ, કર્મનો તે ઉદ્યમ ઠામ.
૮ એ બેઉમાં કંઇ અંતર નથી, જો જો વેદ પુરાણે કથી;
જેવું કર્મ લખાણું તેહ. તેવો ઉદ્યમ ઉદયજ એહ.
જેને જેવો ઉદ્યમ મર્મ, તેને તેવું વળગ્યું કર્મ;
જેને જેવું કર્મ જ સાર, તેવો ઉદ્યમ કરે વેપાર.
૧૨ જેને જેવું કર્મજ ગણે, ઉદ્યમે તેવી વિદ્યા ભણે;
જેને જેવું કર્મજ સુત્ર, [1]ઉદ્યમે તેવો પ્રગટે પુત્ર.
જેને જેવું કર્મજ કાજ, ઉદ્યમ તેવી રાખે લાજ.

( દોહરા. )

કર્મ થકી ઉદ્યમ ફળે, ઉદ્યમથી કર્મ હોય;
૧૬ ઓછું અદકું એહને, કહી ન શકે કોય.
ન્યાય ચુકાવ્યો નૃપતિએ, વેદ શાસ્ત્ર મહા મૂલ્ય;
ઉદ્યમ કર્મ એ કલ્પના, શાસ્ત્ર સદા સમતુલ્ય.
ઉદ્યમ વિના ચાલે નહી, કર્મ વિના કુટાય;
૨૦ કર્મ તેવો ઉદ્યમ ફળે, પ્રીછે પંડિત રાય.

---

૧ ૫મ ઉદ્યમને એવો પ્રગટે પુત્ર.

પ્રીત કરીને પંડિતે, ¹જુગતે જોડયા હાથ;
ગયો મેલ મનડા થકી, શિત્રશર્મા શ્યામા સાથ.
જાતિ સ્મરણ તેમને થયાં, ઓળખિયાં એક આપ;
૮ થયાં કંથ ને કામિની, પુરવ પ્રીત પ્રતાપ.
છોડી નાખ્યાં પુતળાં, મેલ્યો મન અહંકાર;
રાજરીત સુખ ભોગવી, વરત્યો જયજયકાર.
અવસાને ઈંદ્ર લોકે ગયાં, પામી પ્રીત પ્રમાણ;
૧૨ અનુગ્રહ અવતારનો, શ્યામા વિપ્ર સુજાણ.
શ્રીગોડ માળવી વિપ્ર શુભ, કવિ તે સૌનો દાસ;
ભક્ત બ્રાહ્મણ સર્વનો, વારૂ લીલા વિલાસ.
પાય લાગીને પરણું, કરગરૂં બેહુ કર જોડ;
૧૬ સામળભટ કહે બોલજો, જય જય શ્રી રણછોડ.

---

ઉદ્યમ કર્મ સંવાદ સંપૂર્ણ.

---

૧ ખ જુગતી.

# સામળભટ્ટ.

કવિ સામળભટ્ટની જન્મમરણની સાલ હજી સુધી ચોક્કસ કરી શકાઇ નથી; પરંતુ તેના ગ્રંથોમાંથી કોઇ કોઈમાં રચ્યાસાલ હોવાને લીધે એટલું તો નક્કી કહી શકાય છે કે તેણે સંવત ૧૭૭૪ થી સંવત ૧૮૦૮ સુધીમાં લખ્યા કર્યું હતું.

ગુજરાતને શોભાવનાર અને ગુજરાતી ભાષાને ખીલવનાર હજી સુધી માત્ર છ જ કવિઓ મુખ્ય ગણાતા-નરસિંહ, મીરાં, પ્રેમાનંદ, અખો, સામળ, દયારામઃ આ છમાં હળવે હળવે બીજા ઉમેરાતા જાય છે અને ભાલણને તો ભાષાગ્રહમંડળમાં સ્થાન મળી ચુકયું છે-ભાષાગ્રહમંડળના મુખ્ય ગણાતા ગ્રહોમાં સામળનું સ્થાન છે એ ખાસ નોંધવા જેવી હકીકત છે.

સામળભટ્ટ પોતાને કવિ ઉપનામ આપતાં શરમાતો નહિં. લખાણને અંતે 'કહે કવિ સામળદાસ' એ વચન ઘણી જગાએ મળી આવે છે. તે વચન સાથે જ પોતાને વિષે કાંઇક હકીકત પણ તેણે લખી છે. તેમાંથી એટલું જાણી શકાય છે કે તેના પિતાનું નામ વિશ્વેશ્વર હતું-તેની માતાનું નામ આનંદ હતું-તેના ગુરૂ નાના ભટ્ટ હતા અને તેને પુરૂષોત્તમ કરીને એક પુત્ર હતો. તેનો 'વેગણપુરમાં વાસ' હતો, જાતે શ્રીગોડ માળવી બ્રાહ્મણ હતો, અને માતર પરગણામાં સુંઝ-સિંહુજ-ગામમાં રખીદાસ નામના પટેલે તેને ઘણી મદદ કરી હતી.

સામળભટ્ટનો અભ્યાસ કેવો હતો તે જાણવા માટે તો તેનાં લખાણ ઠીક માર્ગદર્શક થાય છે. સંસ્કૃતમાંથી, ફારસી-

માંથી, તેમજ બીજે જ્યાંથી મળી શકે એમ લાગ્યું ત્યાંથી વાર્તાઓ માટે વસ્તુ લીધાં છે. ઉખાણા, ઉકિતઓ, અને રસ ભર્યા પ્રશ્નોત્તરોથી વાર્તાઓને ઓપાવી છે—વ્યવહારૂ જ્ઞાન અને જીંદગીમાં ઉપયોગી થઇ પડે તેવો બોધ ઠેર ઠેર સંગ્રહી રાખ્યો છે—શબ્દનો ભંડોળ ઘણો સારો છે અને વિચારોની કોટિ ઠીક ઠીક ઉંચી પ્રતિની છે; આ બધું બતાવે છે કે તેનો અભ્યાસ સારો હોવો જોઇએ અને અભ્યાસને શોભાવનારી બુદ્ધિ પણ ઠીક હોવી જોઇએ.

સામળભટ્ટના શ્રોતાઓ ગામડીયા લોકો હતા અને તેમને આનંદ મળે, તેઓનો રસ જળવાઇ રહે, તેઓ વાહ વાહ કરી ટોળાબંધ હાજર થાય એવું સામળભટ્ટ ઇચ્છે એ સ્વાભાવિક જ હતું—તેવા લોકો સાથે વસનારા કવિનુ જીવન પણ તે લોકોની હારનું જ હોય, તેમના વિચારોની અને તેમનાં જીવનની રહેણી કરણીની કવિના ઉપર અસર થાય, અને તેમની સભ્યતા અને હાસ્યવિનોદની પદ્ધતિ કવિનાં લખાણમાં પ્રવેશ પામે એ પણ તેટલુંજ સ્વાભાવિક હતું. કવિના વખતનું સંસારી જીવન અને હાલના સમયનું સંસારી જીવન જેટલી રીતે ભિન્ન છે, તેટલી રીતે કવિનાં લખાણમાંથી કાંઈ કાંઇ ભાગ હાલ સ્વીકારાય નહિં, પ્રિય થાય નહિં, કે યોગ્ય ગણાય નહિં એ દેખીતું જ છે. સામળભટ્ટે ગ્રામ્યજનોના મોટા સમુદાયો ધ્યાનમાં રાખી વાર્તાઓ લખી છે, અને તેથી તેની વાર્તાઓમાંથી ઘણું શહેરી નાગરિકો માટે છાપી ન શકાય તેવું છે—વિદ્યાર્થીઓ માટે તો તેથી પણ ઘણું વધારે તજવા લાયક જ છે. તોપણ વિદ્ય

વિલાસિનીની વાર્તા, અંગદ વિષ્ટિ, રાવણ મંદોદરી સંવાદ, ઉદ્યમ કર્મ સંવાદના જેવાં કાંઇ કાંઇ લખાણ અહિં તહિં લીટીઓ કમી કરીને વિદ્યાર્થીઓના હાથમાં મૂકી શકાય તેવાં છે ખરાં. સામળભટ્ટના છપ્પા, સામળ સતસઇ, સામળ રત્નમાળા એવે નામે થયેલા સંગ્રહો તો હજી બહુ કરવા જેવા છે.

સામળભટ્ટનું લખાણ દેશના નિરક્ષર વિભાગને તો બહુ ઉપકારક નીવડયું છે અને હજી નીવડવાનો સંભવ છે. ગામડાંઓમાં જ્યારે ખેતરમાં કાંઇ કામ હોતું નથી ત્યારે ચોરે ભેગા મળતા લોકોમાં વાર્તા કહેનારાઓ બહુ માન પામે છે અને સારી રીતે વાતો કહેનારાઓ પોતાની આજીવિકા ઘણી સહેલાઇથી મેળવી શકે છે. પોતાના ઉદર નિર્વાહ સાથે લોકોમાં જ્ઞાન અને આનંદનું લહાણું કરવાનો ઉપકાર પણ તેઓ કરી શકે છે. સામળભટ્ટની વાર્તાઓ આવા વાર્તા કહેનારાઓ બહુ વાપરતા, અને છાપવાની કળા ગુજરાતમાં દાખલ થઇ ત્યારે પણ શરૂઆતમાં છપાતાં પુસ્તકોમાં સામળનાં પુસ્તકો મોટો હિસ્સો પડાવતાં. સામળભટ્ટનાં જાણીતાં લખાણોમાં સુડા બહોતેરી, સિંહાસન બત્રીશી, અને વૈતાલ પચ્ચીશીની વાર્તાઓ છે. પરંતુ વિદ્યાર્થી વર્ગને સામળની આટલી બધી વિગતવાર અતિ નિકટ પિછાનની જરૂર નથી. સામળભટ્ટ ગુજરાતી ભાષાના મુખ્ય લેખકોમાંનો એક છે, તેણે ઉખાણા-પ્રશ્નોત્તરો લખી લોકોમાં જ્ઞાન અને બોધનો સારો ફેલાવો કર્યો છે, તેણે અજ્ઞાન લોકોમાં વાર્તારસ અને વ્યવહાર વિવેક દાખલ કરી ગુજરાત સમસ્ત પર ઘણો ઉપકાર કર્યો છે: સંસારી વિષયોની વાર્તાઓ લખી લોકોનો વાંચન

શ્રવણ શોખ સારી રીતે પૂરો કર્યો છેઃ ભાષા સમૃધ્ધ થાય તેવી રીતનાં તેનાં લખાણો સારો શબ્દભંડાર પૂરો પાડે છે, અને ગુજરાતી ભાષાના સંગીન અભ્યાસ માટે અવશ્ય વાંચવા શીખવા લાયક તે એક સારો કવિ છેઃ એટલું જાણવું એજ વિદ્યાર્થી માટે પૂરતું છે.

## ઉદ્યમ કર્મ સંવાદ.

ઉદ્યમ અને કર્મ (–કર્મ એટલે કામ નહીં, પણ કરમ–ભાગ્ય–નસીબ એ અર્થ લેવાનો છેઃ) એ બે વિષે સંવાદ–એ બેમાં કયું સારૂં, કયું 'વડું', છે એ જેમાં નક્કી કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે તેવો સંવાદ.

પૃષ્ટ ૧.

લીટી–૧–શંકરસુત–ગણેશ. સિંદુર ગણપતિના પૂજનમાં લેપ માટે વપરાય છે. ૨ મોદિક–લાડુ. લાડુનો અમૃત જેવો જેનો આહાર–ખોરાક છે. ૩–બ્રહ્મસુતા–સરસ્વતી. પસાય–પ્રસાદ, મહેર, કૃપા. ૪-રસના–જીભ. રસનાવાસ કરો–મારી જીભ ઉપર આવીને રહો. ૫–નંદસુત–નંદના દીકરા શ્રી કૃષ્ણ. નરહરિ–નર માણસ; હરિ–સિંહ; જેણે અર્ધું માણસનું અને અર્ધું સિંહનું સ્વરૂપ ધારણ કર્યું છે તેવા શ્રી ભગવાન. મુરલીધર–કૃષ્ણ–જે હાથમાં મુરલી ધારણ કરી રાખે છે. ૬–ગ્રંથ કરૂં શુભ શાસ્ત્રનો શુભ–સારાં–શાસ્ત્રોનો, અગર શાસ્ત્રનો શુભ ગ્રંથ હું કરૂં–કરી શકું (માટે ઉપર જણાવેલા દેવતાઓની સ્તુતિ કરૂં છું.)

શાસ્ત્ર એ જુદા જુદા અર્થમાં વપરાતો શબ્દ છે. અમુક વિષયના સામાન્ય નિયમોનો સંગ્રહ તે શાસ્ત્ર. જેમ કે ગણિત

શાસ્ત્ર. ગણિતના સામાન્ય નિયમો જેમાં સમજાવ્યા-કહ્યા-એકત્ર કર્યા હોય તે. માનસશાસ્ત્ર, સિક્કા શાસ્ત્ર, વગેરે.

હળવે હળવે ધર્મના નિયમો-આચાર વિચારનાં ધોરણો-જેમાં કહ્યાં હોય તેટલાનેજ 'શાસ્ત્ર' નામ અપાવા લાગ્યું-અને ધર્મની બધી બાબત સંસ્કૃતમાં જ હતી તેથી સંસ્કૃતમાં ગમે તે હોય તે બધુંજ 'શાસ્ત્ર' ગણાવા લાગ્યું. તે પરથી સંસ્કૃત જાણનારા 'શાસ્ત્રી' કહેવાવા લાગ્યા. સંસ્કૃતનો ગમે તેવો એક શ્લોક કોઇ બોલે તો સામાન્ય રીતે લોકો તેને શાસ્ત્રનો શ્લોક સમજવા લાગ્યા. સંસ્કૃતના અને સામાન્ય-અજ્ઞાનને લીધે આ પરિણામ આવ્યું હતું, અને હજી હમણાં સુધીએ એવું અજ્ઞાન સર્વવ્યાપી હતું. સામળે સંસ્કૃત વાર્તાઓના આધારથી આ સંવાદ ઉપજાવી કાઢયો છે એટલે તેણે પણ તેને શાસ્ત્રનો ગ્રંથ કહ્યા હોય-અગર ઉદ્યમ કર્મ સંબંધે સામાન્ય નિયમ કે છેવટનો નિર્ણય શોધી કાઢવાના હેતુથી જે ચર્ચા કરી તેને શાસ્ત્ર નામ આપ્યું હોય એવું પણ સંભવે. પરંતુ આ પાછલી કલ્પના સામળને થઇ હોય એવું માનવાને કારણ નથી.

પહોંચે મનના કોડ-મનના અભિલાષ પૂરા થાય-ઈચ્છા સંપૂર્ણ થાય. ઇષ્ટ-ઇચ્છેલા-જેના તરફ આપણી વૃત્તિ દોડે અને જ્યાં ઠરે તેવા. ચંચળ ચિત્ત છે ગ્રંથમાં-મારૂં ચિત્ત અત્યારે ગ્રંથ લખવા માટે ચંચળ બની રહ્યું છે. કોએ મા કરશો રીસ-કોઇ ગુસ્સો કરશો નહિં-ગ્રંથારંભમાં બધાને સંભારી ગુણગાન કરી સ્તુતિ કરવી જોઇએ-તેમાં વિગત કાંઇ કહી નથી-માત્ર સામટા

બધાને નમસ્કાર કર્યા. માટે કોઇ ગુસ્સો કરશો નહિં એવો ભાવાર્થ લાગે છે.

પૃષ્ઠ ૨.

૨ નવનિદ્ધ-નિધિ નવ છે-મહાપદ્મ, પદ્મ, શંખ, ચક્ર, કચ્છપ, મુકુંદ, કુંદ, નાલ, ખર્વ. ૩ વર્ણ અઢાર-જૂના વખતમાં ચારજ વર્ણ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર હતા-તેના અઢાર કયા સમયથી ગણાવા લાગ્યા એ શોધ કરવા જેવું છે. હાલમાં અઢારને બદલે ઘણા વધી ગયા છે એ સૌની જાણની વાત છે. રાજય કુળ છત્રીસ-રાજપુતોનાં ૩૬ કુળ ગણાતાં આવ્યાં છે. એ સંબંધે સસ્તા સાહિત્ય તરફથી પ્રકટ થએલ રાજસ્થાનનો ઇતિહાસ ગ્રંથ ૧ લો-પરિશિષ્ટ બીજાનો અધ્યાય ૭ મો પૃષ્ઠ ૬૮૨ જુઓ. ૪ બત્રીસ ગુણ-જુઓ ગુજરાતી પ્રેસનો દયારામ કૃત કાવ્ય સંગ્રહ પા. ૪૯૬ 'બત્તિસ લચ્છન' ૫ વેદયુકત વાડવ-પાડવ-બ્રાહ્મણ. વેદયુકત-વેદથી જોડાયેલા એટલે વેદ જાણવા ભણવા વાળા. ખટકર્મ-બ્રાહ્મણોના છ કર્મ. દાન લેવું, દેવું, યજ્ઞ કરવા કરાવવા, વેદનું અધ્યયન અને અધ્યાપન. બીજા વળી, સ્નાન, સંધ્યા, ઉપાસના, અધ્યયન, હવન, તર્પણ એ છ ગણાવે છે. ૮ 'વૈષ્ણવ સેવા વિપ્રની' એમાં કાંઇ લેખ દોષ છે. શૂદ્ર સેવા કરે છે એ વકતવ્ય છે-વૈષ્ણવ વિપ્રની સેવા શૂદ્ર કરે છે. અર્થ બેસાડતાં શબ્દો આડા અવળા લેવા પડે છે એટલુંજ નહિં પણ અર્થ બરાબર બંધ બેસતો થતો નથી. વૈષ્ણવ વિપ્રની સેવા કરે છે અને બીજા વિપ્રની નહિં?

બીજો પાઠ 'વલ્લભ સેવા' છે, તેનો પણ અર્થ ઘટાવી શકાતો નથી. નાટ્યારંભ—હમેશ નાટ્યના આરંભ થયા કરે -(નાટ્ય વિનોદ બહુજ પ્રચલિત હશે એમ સમજાય છે.) આહિં નાટ્ય એટલે નાટક-હાલ જેવાં છે તેવાં એમ કહાય ન હોય, અને તેવાં હોય તો પણ ન બની શકે તેવું નથી. મુંબઇમાં હર હંમેશ અનેક નાટકો-સીનેમા-વગેરે થયા કરે છે. ૧૪ કર્ણ સમો દાતાર-દાતારમાં કર્ણ દૃષ્ટાન્ત આપવા લાયક ગણાય છે. તેની પિછાન માટે જુઓ નર્મકથા કોશ. ૧૫ અસ્ત્ર શસ્ત્ર વિદ્યા-અસ્ત્ર-ફેંકીને વપરાય તેવાં હથિયાર-જેવાં કે તીર, ગોળા વગેરે. શસ્ત્ર-સીધી રીતેજ મારવા માટે વપરાય તેવાં હથિયાર-જેવાં કે તરવાર, ભાલાં, ગદા વગેરે. જાણે મર્મ વિવેક-તે વિદ્યાનો મર્મ જાણે-રહસ્ય જાણે-ખાસ સમજવા જેવી યુક્તિઓ જાણે-અને તે વાપરવામાં વિવેક વાપરી શકે, કયે વખતે કયું વાપરવું એ સમજી શકે તેવો. છત્રપતિ—રાજાઓમાં મોટામાં મોટો હોય તેજ છત્ર રાખી શકતો. છત્રપતિ એ મોટામાં મોટા રાજાને લગાડવામાં આવતું ઉપનામ હતું. ૧૮ ષોડશ-સોળ. રંભા રતિ અવતાર રંભા-અને રતિ એ બે અપ્સરાઓ છે-સ્વરૂપ માટે વખણાયેલી છે-કેમ જાણે તે અપ્સરાઓનો જ અવતાર હોય નહિં, એવી રાણીઓ. સોળ વર્ષની કહી છે તેનો અર્થ એટલોજ કે બધી જુવાનીમાં મદમસ્ત, અને પૂર તન્દુરસ્તી ભોગવનારી. ૧૯ ભડ ભૂપ—ભડવીર, મોટો રાજા. અતુલિ તેજ-જેનું તેજ અતુલ-તુલના થઇ ન શકે તેવું-સરખાવી ન શકાય તેવું છે-તેવો.

પૃષ્ઠ ૩.

૨ બેઠા મહા જુંજાર-જુંજાર=લડવૈયો. ગુજરાતીવાળી પ્રતમાં 'બેડા' પાઠ છે તેના કરતાં બીજી પ્રતમાં બેઠા છે તે વધારે ઠીક છે. ૩ તે આદ્યે સેંહેચાર-ચાર જેમાં પહેલાં છે તે કુલ ચારસો ચાર. (બીજી પ્રતનો પાઠ.) હાસ્ય કથારસ હોય-સભામાં ગમગીનીભરી ગંભીરતા નહોતી, પણ હાસ્ય વિનોદથી કથા વાર્તાનો રસ લુટાતો હતો. ૮ વારાંગના-ગુણકાઓ, નાચનારી ૧૧ બંદીજન-ભાટ ચારણો ૧૪ અવનવો-અભિનવ, નવો ને નવોજ નિત્ય લાગે તેવો, ઉદીઓ ભાણુ, સૂરજ ઉગ્યો ઉદીઓ-ઉદિત થયો-ઉગ્યો. ૧૫-૧૬. જેની સભાને કોઇ જીતી શકે નહિ. જેમાં શાસ્ત્ર અને સ્મૃતિના આધારથી જ બધું કામકાજ થાય છે. જેમાં પંચ જેને પ્રમાણ તરીકે સ્વીકારી શકે તેવો શુદ્ધ ન્યાય અપાય છે. ન્યાય અન્યાય એવી રીતે તોળાય છે કે પંચ તેમાં કાંઇ વાંધો કાઢી શકે નહિં, અગર પંચ ઠરાવે અને પ્રમાણ ગણે તે પ્રમાણે ત્યાં ન્યાય અન્યાય તોળાય છે. એકાદ બે જણની મતિથી નહિં, ઘણા સંભાવિત પંચની મતિથીજ ત્યાં ન્યાય ચુકવાય છે.

૧૭ સુરપતિ-દેવનો રાજા-ઇન્દ્ર; સુરરાય. તત્ક્ષણ પ્રગટયો કામ-એક બીજા પર મોહમુગ્ધ થવાં-સભામાં તેવી સ્થિતિને તાબે થવું એ યોગ્ય ન કહેવાય અને તેથી શિક્ષાને પાત્ર થાય.

પૃષ્ઠ. ૪

૬. વિદ્યા કેરૂં ઝાજ-જહાજ-વહાણ-વિદ્યાનો ભંડાર. ૮ નૃત્ય જાણનારી, ગીતમાં કાબેલ, અને બીજા ગુણો અને ચતુરાઇ-

વાળી તે ગુણકા નાટકનો સાર-રહસ્ય-પણ સમજતી-જાણતી-હતી. ૧૨. મન વિચારી રોક=મનમાં તેવો રોકડો-ચોકખો-વિચાર કરીને. ૧૭ ઘરદેવ=ગૃહદેવ-પતિ-ધણી. તે જાણું ઘરદેવ=તેને મારો પતિકરી સ્થાપું-તેની સાથે હું પરણું. ૨૦ વાદ કરૂં=વિવાદ કરૂં, ચર્ચા કરૂં.

પૃષ્ઠ ૫.

૧. સોરઠ દેશને બદલે ક માં મહારાષ્ટ્ર છે, પણ બીજી લીટીમાં જામના પંડિત જીત્યા એમ કહ્યું છે તેથી ખ નો સોરઠ પાઠ સ્વીકાર્યો છે. કામરૂ, નૈષધ, મધકુ, ખુરાસાન, મારૂ ( મારવાડ ), મેદપાટ (મેવાડ) વગેરે દેશોની વિગત જૂની ભૂગોળપરથી કાઢવા જેવું છે-છેવટનો નિર્ણય વિદ્યાર્થીઓ માટે જરા અઘરો ગણાય તેથી તે ચર્ચા ઉપાડીજ નથી. જીજ્ઞાસુએ વડોદરા રાજ્ય તરફથી બહાર પડેલ 'કાવ્ય મીમાંસા' નામનું પુસ્તક જોઇ લેવું, તેથી કાંઇક માર્ગ દર્શન મળશે. ૮. જોબન બાળે વેશ=હમેશાં જુવાનીમાં-બાળકના જેવા નિ-ર્દોષ વેશમાં-રહે તેવી. ૧૧ મને ન આવી વાત=મનમાં કાંઇ ખાતરી થઇ નહિં-સંતોષ થયો નહિં. ૧૬ નાદ ભેદ-સંગીતના નાદના ભેદ. નહી તાન-કોઇ પણ જાતની તાન જેને લાગી નથી એવા. ૧૭ હર્ખિ એ શબ્દ બંધ બેસતો નથી. ગુજરાતની સ્થિતિ જોઇ 'હરખવા' જેવું તો નથી. બંને પ્રતોમાં તેજ પાઠ હોવાથી રાખવોજ પડયો છે. ૧૮ માલવ દેશ મોટો રવિ જેવો-સૂર્ય જેવો. ઉજ્જેણી મેલાણ-જેમાં-જે દેશમાં-ઉજ્જેણીમાં મેલાણ-છાવણી-રાજાની છાવણી-રાજધાની છે તે. ૧૯. 'ચતુર નાર'માં નારને બદલે નર હોય તો વધારે સારો પાઠ થાય. બંને પ્રતમાં 'નાર' છે એટલે રાખ્યો છે, પણ પહેલાં નર પછી નાર એમ વર્ણન હોય એ સંભવે છે. નારનું

પછીથી લખાણ છે–અને આગળ જતાં નરનારી (પા. ૬ લીટી ૧) નીજ વાત આવે છે.

પૃષ્ઠ ૬

૧૧. રળીયાતસું=રળીયાત થઇને. સટકે–સપાટામાં અગર ઇશારાથી. ૧૯ જેર–પગમાં પહેરવાનું એક જાતનું ઘરેણું.

પૃષ્ઠ ૭.

૧. લંક–કમ્મર ૨. વંક–વાંક; ભૃકુટિ વાંકી વળેલી હતી તે કામનાં ધનુષ જેવીજ શોભતી હતી. ૩. વરણાગી મોહ પમાડે તેવી. ૪–રાગ–રંગ=અધુર=અધર–નીચલો હોઠ પરવાળાના રંગનો હતો. ૬. કસણ–કસ. ચોળીને બાંધવા માટે રખાતા દોરા. કસ્યાં છે–બાંધ્યાં છે–જરા ખેંચીને બાંધવું તેને કસવું કહે છે. ૧૦ ચકોર જેમ ચંદ્ર પરથી દૃષ્ટિ ખસેડે નહિ, તેમજ સભામાં બધાની દૃષ્ટિ કામકળાની સામેજ લાગી રહી હતી. ૧૪ મોહો ફાડી–બહુજ છૂટથી, કોઇપણ જાતનો સંકોચ રાખ્યા વિના.

પૃષ્ઠ ૮.

૬. પુતળાં બાંધ્યા પચાસ–આગળના વખતમાં વાદ વિવાદમાં જીતે એને પગે હારનાર પુતળું બાંધે એવો રિવાજ હતો. પચાસ પુતળાં બાંધ્યા એટલે પચાસ જણને તો હરાવ્યા છે. ૧૨ નાદ–અહંકાર, ગર્વ. મામ–મહિમા–મોટમ–મમત્વ–અહંકાર.

પૃષ્ઠ ૯.

૫–તત્ક્ષણ કૂદ્યું તન–જવાબ દેનારો એક નીકળ્યો તેથી હરખથી ફુલાયા. ૯. જશ લેહ પાઠ સ્વીકાર્યો છે. ગુજરાતીવાળીમાં લેશ છે. તેમજ ઉત્તર દેહ રાખ્યો છે. લેશ અને દેશ એનો

અથ બંધ બેસતો જણાયો નહિં અને લેહ અને હેહ એ લે અને હેના અર્થમાં ઘટાવી શકાય છે. લેશ લઇશના રૂપ તરીકે હોઇ શકે, પણ હેશ તે અર્થમાં લેવાય તેમ નથી. ૧૧. વેંઢારછ-ભારં વેંઢારે છે. ભાર વેંઢારવો-નકામો ભાર ઉપાડવો.

પૃષ્ઠ ૧૦.

૬-પરખી જોઇ. ગુજરાતીવાળી પ્રતમાં 'વરખીત' છે તેનો અર્થ કાંઇ જ નીકળતો નથી. બીજી પ્રતનો પાઠ 'નરખી' છે, પણ નરખી ઉપર આવે છે એટલે પરખી પાઠ યોજ્યો છે. ૧૩ કોણ વાત અચરત કહે-કઇ વાતને અચરત કહેવાય. ૧૪ વાળો આડો આંક-સરવાળાની રકમો માંડતાં, બધી રકમ મંડાઇ રહે ત્યારે નીચે જે લીટી દોરવામાં આવે છે તેને આંક વાળવો કહે છે. આડો આંક વાળ્યો એટલે બધું પૂરૂં થઇ ગયું એ અર્થમાં વપરાય છે. મેં પૂછયા તેટલા સવાલના જવાબ આપો એટલે પછી મારે જોઇતું બધુંજ આવી ગયું. ૧૪ તખત-સ્તબ્ધ ચકિત એવા અર્થમાં છે એમ લાગે છે. ૧૬. એનાં લક્ષણ આગળાં-આગળ પડતાં વધારે ઉંચાં છે અને બુદ્ધિ પણ વિશેષ છે.

પૃષ્ઠ ૧૧.

૧૫-છેક-છેહ-છેડો. દેશી નામમાળામાં છેક-છેડો એવો શબ્દ છે તે પરથી નીકળેલો. છેહ એ બીજા અર્થમાં છેદ પરથી પણ આવેલો છે-ત્યારે તેનો અર્થ દગો-નાશ-કાપ એવો થાય છે. આંહિ છેક-છેડો-એ અર્થજ લેવો જોઇએ. ૧૭. જેનામાં આસના વાસના એટલે તરવરાટી, ચપળતા, ઉઠ બેસ કરવાની આવડત ન હોય તે, અને જેના અંગમાં આળસ

અને ઉંઘ હોય (તે દરિદ્ર જાણવા એમ આગળ આવે છે.) ૧૮. વિપ્ર ઇ. ખનો પાઠ વધારે બંધ બેસતો છે. કનો પાઠ રાખતાં વિપ્રે જઇને યાચના કરવી જોઇએ નહિ-વિપ્રને તો સામેથીજ દાન મળે છે, માગવા જતાં માનભંગ થાય છે એવો અર્થ લેવો પડશે.

પૃષ્ઠ ૧૨.

૧. એ અધિકાર દરિદ્રનો, દરિદ્ર ને બદલે દરિદ્રિ કરીએ તો વધારે ઠીક અર્થ બેસે. કનો પાઠ તો બરાબર નથી. 'જરાક કલ્પના જોડીએ તો 'એમ અધિકા દરિદ્રિઓ' એવો પાઠ રાખવાથી અર્થ બરાબર બેસે. ૬. રણુ-ઋણ, કરજ. ૮ કુગ્રામ. ખરાબ ગામ. જેમાં કાંઇ વેપાર ધંધો ન હોય, ઉજળી વસ્તી ન હોય-લોકો આળસુ અને ધંધા વિનાના હોય તેવું ગામ. ૧૧ ઓસરે-પાછો હઠે-કંટાળે (अपसर् ઉપરથી). રણુ=સંગ્રામ, લડાઇ.

પૃષ્ઠ ૧૩.

૭—૮. કોણ નિકટ કોણ દૂર (પાનું ૧૦ લીટી ૧૨ ના બીજા ચરણમાં પૂછેલા) આ પ્રશ્નનો હવે જવાબ આવે છે. પણ અર્થ બરાબર નીકળતો નથી. પહેલાં નિકટનો પ્રશ્ન છે, પણ ઉત્તર પહેલાં દૂર-વેગળું-નો હોય એમ લાગે છે. દેહમાં દશ ઇન્દ્રિઓ છે, જે વડે આખું શરીર શોભે છે-પણ તે દશે ઇન્દ્રિઓ જો મન સમરપીને સદાકામ કરતું નથી તો નકામી છે. મન જો હોય તોજ ઇન્દ્રિયો કામ કરે છે. મન વેગળું તો ઇન્દ્રિયો નિકટ હોવા છતાં પછી વેગળી-દૂરજ છે. તેમ દૂર હોવા છવાં જેણું મન માન્યું હોય તે હમેશાં પાસેજ છે-દૂર નથી. દૂર અને નજીક એ મનનાં

માન્યાં પરિણામ છે અને મનને લીધે ઉત્પન્ન થતી અસરો છે એમ કદાચ સામળભટે કહેવા ધાર્યું હોય. આવાં કોયડા જેવાં વચન સામળમાં અહિં તહિં મળી આવે છે, તે કાં તો સમયના ગાળાને લીધે સમજમાં ન આવે તેવાં થઇ ગયાં છે, કાં તો લખાણ દોષને લીધે ન સમજી શકાય તેવાં બન્યાં છે, અને કાં તો સામળમાં એ એક જાતનો દોષ હશે તેનાં પરિણામ તરીકે દેખાય છે. ૧૧-૧૨ 'કોણ વાત અચરત'નો જવાબ છે. દુનિયાને ડુબતી દેખે છે છતાં દિલમાં જરાય ડરતા નથી, એટલુંજ નહિં, પણ 'તે છો મુવા, પણ મારે તો મરવું નથી' એમ માનીને સંસાર જાળમાં માણસો લપટાય છે એ અપાર અચરત છે.

૨-પરદેશી=પરદેશમાં રહેનારો-ફરનારો-પ્રવાસી. ચોથો પરવશ ભોગ=જેના ભોગ વિલાસ પરવશ છે-જેને ભોગ વિલાસ માટે બીજા પર આધાર રાખવો પડે છે તેઃ તેવાને પણ મુવોજ જાણવો.

સંસ્કૃતમાં આ અર્થના શ્લોકો છે-તેમાંનો એક નીચે પ્રમાણે છે:-

रोगी चिरप्रवासी परान्नभोजी परावसथशायी ।
यज्जीवति तन्मरणं यन्मरणं सोऽस्य विश्रामः

પૃષ્ઠ ૧૪.

૧૮ સુમ કેવો દાતાર-માગતી વખતે સુમને-લોભીને પણ 'આપ તો મોટા દાતા છો' એમ ખોટાં વખાણ કરવાં પડે છે તે. કેવો-કહેવો.

પૃષ્ઠ ૧૫.

૯. દુઃખ સમેત=દુઃખવાળો, દુઃખી, ૧૧. કલ્લોલશું=આનંદથી.

પૃષ્ઠ ૧૬.

ઉદ્યમવાદીનો સિદ્ધાંત-ગુજરાતીની પ્રતમાં આ ઉમેરોજ લાગે છે. તેમાં સિદ્ધાંતને બદલે દ્રષ્ટાંત હોય તો ઠીક. સિધ્ધાંત જેવું કાંઇ નથી. માત્ર દૃષ્ટાંતજ છે.

પૃષ્ઠ ૧૭.

૭ સીધ્યાં-સિદ્ધ થયાં-સર્યાં. ૧૦-ત્યાજ-ત્યાગ. દેહ ત્યાજ કરીશું-દેહ તજીશું. ૧૬ એણે ઠામ-એ જગાએ-ત્યાંને ત્યાં. ૧૭. સંચનો અર્થ બરાબર બેસતો નથી. એ શબ્દ કાદમ્બરીમાં જૂદા જૂદા અર્થમાં વપરાયેલો જણાય છે. સંચનો એક અર્થ યુક્તિ થાય છે. પંડિતનો સંચ કરવાને એટલે પંડિત સાથે યુક્તિ કરી તેમનો જવાબ આપવા એમ એક અર્થ કરાય. 'રમિયો' પા ગુજરાતીવાળી પ્રતમાં છે, પણ તે કરતાં 'રચિયો' વધારે ઘટતો છે પરપંચ-તજવીજ, રાજાશુ રચિયો પરપંચ—રાજાની સા મળીને એક તજવીજ કરી, યુકિત રચી.

પૃષ્ઠ ૧૮.

૩. કરી મોહોર બાંધ્યા-મુશ્કેટાટ કરીને બાંધ્યા. ૧ સંપુટ કીધાં-બરાબર બંધ કર્યાં ૧૧. ખણખોલણ-ખાંખાંખોળ શોધં શોધા. ૧૬. ગાંઠે બાંધી-સાથે લઇ.

પૃષ્ઠ ૧૯.

૧૩. ઉતપત-ઉત્પત્તિ, ઇતિહાસ, હકીકત.

પૃષ્ઠ ૨૦.

૩. મંત્ર જંત્રઃ-મંત્રનો મૂળ અર્થ વેદની સંહિતાનો શ્લોક. વેદમંત્રના ઉચ્ચારથી દેવ પ્રસન્ન થાય અને ઇષ્ટ સિદ્ધિ થાય તે ઉપરથી દેવને પ્રસન્ન કરવા જે કાંઇ સ્તુતિ વાકય તે મંત્ર, એવો બીજો અર્થ થયો. પછી અસુરોના સંહારમાં પણ તે વચનો કામે લાગતાં અને તેથી દુષ્ટ રાક્ષસો વગેરેને દૂર કરવામાં વપરાતાં વચનો એમ અર્થ થતો ગયો; છેવટે તો ગમે તે જાતની સિદ્ધિ માટે કાંઇ વચનો વાપરવાં તેને મંત્ર એમ નામ મળ્યું.

જંત્ર-યંત્ર-મંગળ શનિઃ આદિ નડતર કરનારા ગ્રહોની શાંતિને અર્થે આંકડા કે અક્ષર કોતરીને તૈયાર કરેલું ત્રાંબાનું કે અન્ય ધાતુનું પતરૂ કે તેવું લખેલું ભૂર્જ પત્ર. મંત્રની પેઠે જંત્રનો પણ અર્થ હીણો થતો ગયો અને ભૂત પિશાચ દૂર કરવા કે કોઇ હલકી સિદ્ધિ મેળવવા આકડાનાં દુધથી કે તેવા કાંઇ પ્રવાહીથી અક્ષર માંડી તૈયાર કરેલ પાંદડાં કે કાંઇ સાધનને જંતર નામ અપાયું. ધંતર મંતર જંતર એ ત્રણે તેવા અર્થમાં સાથે વપરાતા શબ્દો છે. ૧૫ હુતો-હતો નો જૂનો પ્રયોગ, સુરત તથા કાઠીયાવાડમાં નાગર બ્રાહ્મણ વૈદિક પક્ષવાળા લોકોમાં તે હજી પ્રચલિત છ. ૧૬ શિરપર મોટી ચાંકડી-ચોંકડી-ઉભી અને કડક-ચોટલી-વાળનો જથ્થો હતો-તેની મૂછ મોટી હતી અને પોતે છોટો-નાના સરખો હોવા છતાં-છાંકડો-ફાંકડો-ગર્વથી અને આપ મોટાઇથી મસ્ત થયેલો હતો. આના કરતાં ખ નો પાઠ વધારે બંધબેસતો છે. શિર મોટું હતું, મ્હોંકડો-મ્હોંનો દેખાવ-

મોટો હતો, મોટી મૂછ હતી અને વાંકડા-વાંકો વાંકો-વંકાઇને-અભિમાનથી ભરેલો હોય તેવી રીતે ચાલતો હતો.

પૃષ્ઠ ૨૧.

૪ અદકેરો-અદકો -ઘણો. સરખાવો-ઘણેરો-થોડેરો-મોટેરો-નાનેરો. ૧૩ પાડયું છિદ્ર તે આવ્યો બહાર. ક માં 'તે' ને બદલે 'ને' છે એ તો બરાબર હોઇ શકે જ નહિં. ખ માં 'પડયું છિદ્ર તે' એમ છે-પણ પાડયું છિદ્ર તે એમ એ બંને પ્રતના પાઠ મેળવીને રાખ્યું છે. 'પડયું છિદ્ર' એમ રાખવાથી અર્થ તો બેસે છે. પાડયાં છિદ્રથી બહાર આવ્યો એવો અર્થ સુલભ છે. આંહિં તે એ પંચમી વિભકિતના પ્રત્યયનું કાંઇ મધ્ય કાલીન સ્વરૂપ તો ન હોઇ શકે? ૧૪ સજ્જન-ખ માં સજન છે-વધારે સારો પાઠ તો સ્વજન હોય. ૧૮ ઉબેલો-ખેતરમાંના છોડને લાગુ થતો એક જાતનો રોગ-જેથી છોડ પર ફુગ જેવું વળે અને પછી તે બગડી જાય. આગલાં ચરણમાં ખનો પાઠ વધારે બંધબેસતો છે-સ્વીકારેલા પાઠમાં પડે ને બદલે કરે રખાય તો વધારે ઠીક થાય. 'પડે' થી તો કશો ઠીક અર્થ થતો નથી. ૨૦ મોટ-મોટા.

પૃષ્ઠ ૨૨.

આડે અંક-તેની આડો આંક દેવાઇ જાય અને આગળ વધી ન શકે તેવી રીતે; અત્યન્ત. ૯ લયલીન-પોતાની વાતમાં વલ્લીન થઇ-પોતાના મનમાં ચકચૂર બની જઇને. ૧૫. વિવેકી વડ તે કેવા હશે? બહુ ઘેરાવ હોવાથી, ઘોર ઘટા થઇ ગઇ

હોય અને તેથી થડ વગેરે ઉઘાડાં ન દેખાતાં હોય, તેથી સભ્યતાવાળા એમ? ખમાં 'વિવેક' પણ બરાબર નથી-વિશેષ હોય તો અર્થ ઘટાવી શકાય ખરો.

પૃષ્ઠ ૨૩.

૧૦ પુરૂં ન થાય–'પરું ન થાય' જોઇએ.

પૃષ્ઠ ૨૪.

૬ તેને દીશ-તેણે દીશ-તે દિશાએ, તે રીતે. આણે દીશ, તેણે દીશ, આણે તીર, તેણે તીર-એવા પ્રયોગ પ્રાચીન કાવ્યમાં અહિં તહિં નજરે પડે છે. આ 'સંવાદ' માં પણ ઘણી જગાએ તે પ્રયોગ માલમ પડશે. ૭મી લીટી પછી ખ માં નીચેની લીટીઓ છેઃ-

ધરમી બગ હું વનમાં ફરૂં, જીવતણી હિંસા નવ કરૂં.
કરૂં નહિં કુળ કેરી રીત, પરમારથ ઉપર બહુ પ્રીત.

૯ કહો ખ્યાત-ખ્યાત કરીને, વિસ્તારીને અમને તે કહો; આ લીટી પછી ખ માં નીચે પ્રમાણે એક લીટી વધારે છે.

ધરમી કહે સાંભળજો તમો, તમારા અર્થનું કહું છું અમો.

પૃષ્ઠ ૨૫.

૪ જ્યાં ને ત્યાં ને બદલે જ્યાંય ને ત્યાંય જોઇએ. ૯ મી લીટી પછી ખ માં નીચે પ્રમાણે લીટીઓ છેઃ-

કહ્યું બગલે નીચા નમી, તે વાત સહુના મનમાં ગમી;
બગ જાવાની મનસા ધરે, ડાહ્યો એક આપે ઓચરે.
જે કોઇ તેની સાથે જાય, તેને બગલો નિશ્ચે ખાય;
ફંદ રચી એ તો આવીઓ, ઉદ્યમ કરવા એહ આવીઓ,

પૃષ્ઠ ૨૬.

૧૧ રખે ચિંતા કરતા આજ ને બદલે ક માં 'રખે તમો ચિંતા કરતા જ' એમ છે. ૧૪ 'કહું કથા એ ઉદ્યમ જ તણી' માં જ વધારાનો ભૂલથી છપાયો છે.

૧૮ વરતિયો-વાર્તિક-શ્રાવક લોકોનો જતિ.

પૃષ્ઠ ૨૭.

૧૭ વરસા-વર્ષા ઋતુમાં; ખ નો પાઠ છે. ક માં 'વરસે' છે તેનો અર્થ બેસે એવો નથી.

પૃષ્ઠ ૨૮.

૭ સૂત્ર-સુતર-સહેલું-સરળ.. ૧૦ રીઝે લાગી રાઢ-રીઝવાથી, ખુશી થવાથી રાડ લાગી-રઢ લાગી-લત લાગી-મોહ લાગ્યો. ૧૯ પરઠું વહાણ, આખું વહાણ, વેચાતું લઇ લઉં. 'પરઠયું આપે તેમાં શાનો પાડ' એ ઉકિતમાં પરઠવું એટલે કરારથી આપવું એવો થાય છે. આંહિ પણ કરારથી લેવું, કિમ્મત આપીને લેવું, વહોરી લેવું, આખે આખુંજ લઇ લેવું, તાકાત હોય તેના કરતાં વધારે હિમ્મત બતાવીને વેચાતું લેવું એવો અર્થ ભાસે છે.

પૃષ્ઠ ૨૯.

૨. ઉવેખે-ઉપેક્ષા કરે-અવગણે-જોઇએ તેવું માન ન આપે. (સંસ્કૃત उपेक्ष्)

૩ સાર કરી-સાહ્ય કરી ન હોય?

પૃષ્ઠ ૩૦.

ગુરૂ પૂર્ણીમાનો દન–અસાડી પુનમ. ૧૧. સાત વરસ– ખ માં શત વર્ષ છે-જેનો સુધારેલો પાઠ સાત જ હોઇ શકે. લગ્ન માટે સાત વર્ષની ઉમ્મર બહુ નાની છે, વળી સાત વર્ષની કન્યા આગળ તેના મોઢામાં વચનો મુકયાં છે તે બોલી શકે નહિં-એટલે સાત નહિં, પણ સોળ હોય એમ માનવું જોઇએ. ૧૫ ઓપનો અર્થ કાંઇ બેસતો નથી. ખ નો પાઠ વધારે સારો છે. ઓપને બદલે ઓથ વાંચીએ તો અર્થ બેસે ખરો.

પૃષ્ઠ ૩૧.

૩. અનમી જેને આપનો અર્થ બરાબર કરી શકાતો; નથી. ખ માં પણ પાઠ ભ્રષ્ટજ છે. અનમી જે જે આપ હોય તો અર્થ કરાય કે જે પોતે બીજાને નમતા નથી એવા છે તે પણ સાચું માનજો ૫. સોનાના પ્યાલાઓમાં ચંદનના ભાર ભરેલા હતા–ઘસેલું-ઉતારેલું ચંદન સોનાના પ્યાલાઓ ભરીને તૈયાર કર્યું હતું. ૮ શિવપારે–શિવનું મંદિર જયાં હતું તે પ્રદેશમાં. ૧૪. ક ના પાઠમાં કશો અર્થ નીકળતો નથી તેથી ખનો પાઠ સ્વીકાર્યો છે. ૧૫ નામ નીરલે–નામે નીરબે જોઇએ. ક માં નિરમીષ નિર્મલ જાતે રહ્યો એવો પાઠ છે.

પૃષ્ઠ ૩૨

૧ ક માં 'વળી વાર ખોટું કરૂં' એવો પાઠ છે–તેને બદલે ખલવાટે ખોટું કર્યું એ ખનો પાઠ સ્વીકાર્યો છે. ૯ ક માં 'દ્વિજવરને પૂછે બલવાત' છે-ખ માં ખલવાટ છે, અને

તેજ પાઠ સ્વીકારવા જેવો જણાયાથી સ્વીકાર્યો છે. તેજ પ્રમાણે પૃષ્ઠ ૩૮ લીટી ૧૯માં પણ છેલ્લો શબ્દ ક માં ખલ· વાટ છે તે પણ ખલવાટ જ જોઇએ.

૧૪. અણુછતાને બદલે ક માં અણુચેત્યા છે.

પૃ૪. ૩૩.

૨. ખરે બપોર કાલ-ક માં ' કાળ ' છે.

૪. પૃ૪. ૩૨ મે લીટી ૧૭મી માં જે બે ત્રણ વચન કહેવાનાં કહ્યાં તે આંહિ પૂરાં થ ય છે. વરતિયો બ્રાહ્મણને સલાહ આપે છે કે ઉપર કહ્યું તે પ્રમાણે તું કુંવરીને કહેજે. ૭ જાણી ભારે ભમં- શંકરે કહેલી વાત બરાબર છે એમ ભારે ભર્મ જાણીને-મહાભરમ- વાળી-મોટાં રહસ્યવાળી-ઉમદા ભેદવાળી-આ હકીકત છે એમ જાણીને. ૧૦. જયાં કપટ ત્યાં ચપટ છે-ચપટ=સીધું સપાટ. ચપટ બેસવું એટલે સ્થિર થઇ બરાબર ગોઠવાઇ બેસવું. ચપટ થવું એટલે સીધું સપાટ થઇ જવું-ભાંગી તૂટી ખરાબ ખસ્ત થઇ જવું. મકાન વગેરે જે કાંઇ હોય તે ચપટ થઇ જાય એટલે તેનો નાશ થઇ જાય ને તે જગાએ સીધું સપાટ મેદાન થઇ જાય. જ્યાં જ્યાં કપટ ત્યાં ચપટ છે એટલે જ્યાં કપટ કરવામાં આવે છે ત્યાં બધું નાશ જ થાય છે- પરિણામ સારૂં આવતું નથી-ખરાબ ખસ્ત થઇ જાય છે-બધું પાય- માલ થઇ જાય છે. ૧૧-દેવ=બ્રાહ્મણ-બ્રાહ્મણો દુનિયા પરના દેવ ગણાય છે-ભૂ દેવ. નથી કર્મમાં અંક-કર્મમાં-નસીબ પર આધાર રાખી બેસી રહેવામાં કાંઇ અંક નથી-કાંઇ આંકડો નથી ( બધાંજ મીંડાં-આંકડાં વગરનાં મીડાંજ સમજવાનાં )-કાંઇ સાર નથી-કાંઇ

લાભ નથી. ૧૨. અવળી ગત ઘાલવી-ઉંધા વિચાર કરવા, ખોટા મતિ કરવી, આડે રસ્તે જવું.

પૃષ્ઠ ૩૪.

૫. જો જો ઉદ્યમ કરિયે અમો-ક માં 'જો ઉદ્યમ કરિયે તે અમો' એવો પાઠ છે. ૧૨ મમત કરીને ખલવાટીઓ-ક માં મમત કરીને મુઢ ત્યાં ગયેલ, એવો પાઠ છે. ખલવાટ-ખલ્વાટ-માથામાં જેને ટાલ હોય તેવો જણ-જતિઓ માથા પર વાળ ન રાખે એટલે તેમને શીશમુંડ, મુંડક, ખલ્વાટ, એવાં નામ અપાય છે. ખલવાટીઓ-ટાલવાળો પેલો વરતીઓ ૧૩. શીશ મુંડે જઇ કીધો સંગ-ક માં 'શિષ મૂઢ જઇ કીધો સંગ' એવો પાઠ છે. કૃશ થઇને બેઠો ત્યાંહાં-ક માં 'કરી સાથરો બેઠો ત્યાંહાં' એવો પાઠ છે. ૧૪. કૃશ થઇ-પાતળો થઈ-શરીર સંકોડીને ૧૫. હવે કપટકારી-કપટ કરનારને ઓળખી લીધો. ૧૬ ભેદ=કપટ; દગો.

પૃષ્ઠ ૩૫.

૧. રમઝમ કરતી બાળ-ક માં 'રમતાં રમતાં બાળ' છે. ૭ તાંદુલા-તાંદુલ-અક્ષત-ચોખા. ૮. મી લીટી પછી ક નો પાઠ

શિવ પૂજન પરતાપથી, સરશે મારાં કાજ;<br>
તવ વિપ્ર ત્યાં બોલીયો, સાંભળ સલુણી રાજ.<br>
વર પામો વય વીશનો, કરૂં હું રૂડાં કાજ;<br>
તુજ મનમાં જેવો ગમે, તે વર આપું આજ.<br>
કુપાત્ર સુમ કે મૂઢ વર, આપું તુજને પ્રચંડ;<br>
માગેલો વર એમ મળ્યો, જોતાં ન મળે નવ ખંડ.

શ્યામાએ સાંભળી વારતા, કૌતુક દીઠું સર્વ;
કર જોડી નીચી નમી, મેલી મનનો ગર્વ.

વિપ્ર બોલે બીજીવરાં, સાંભળ સુંદરી વાત;
કાલ બપોરે નીસરે, તેડી સહીયર સાથ.

આ પાઠમાં વિપ્ર (લીટી બીજી તથા નવમીમાં) છે તેથી અર્થમાં કાંઇ મેળ આવતો નથી-બીજી રીતે પણ કાંઇ કાંઇ અર્થખામી વાંચનારને જણાશે. ખનો પાઠ જે ઘણે ભાગે સ્વીકારવામાં આવ્યો છે તે વધારે બંધબેસતો છે. ખ માં સાતમી લીટી પહેલાં પૂજા પ્રદક્ષણા કરી, પ્રેમદા લાગે પાય એવી એક લીટી છે તે ઉમેરવાને બદલે શિવ પૂજન પ્રતાપથી એ જ લીટી રાખી છે. ૧૧. મી લીટીમાં પ્રમદા લાગી પાય ને બદલે 'પ્રેમદા લાગા પંથ' પાઠ છે. કંથ સાથે પંથજ જોઇએ-પણ તે અર્થવાહી નહિં લાગવાથી પાય કર્યા છે. વર આપો વર વંશનો-સારા ઉંચા વંશનો મને વર-પતિ-આપો. ૧૫-મુંડક-મુંડીઓ-મુંડ-ખલ્વાટ-વરતીઓ.

પૃષ્ઠ ૩૬.

૧. તેણે પંથ-સરખાવો આગળ આવી ગએલ આણે તીર, તેણે દીશ વગેરે. ૧૨. અચરત તાતને કહેત-'ખ' માં તાતને કીધું જાણ એમ પાઠ છે. કહેતનો અર્થ બેસતો નથી. કહેજ એમ હોય એવી કલ્પના કરી શકાય?

પૃષ્ઠ. ૩૭.

૧. જેહ વચન-પેલાં સાંભળેલાં તે. ૨. પૂજાને જાય-પૂજાને

માટે-પૂજા કરવા માટે જાય. ૭. સૂર=સૂરજ. ૧૧. ન્હાલ-ન્યાલ. ૧૮. જોવા તેને ઠાર-ઠાર-ઠેકાણું. તેને એ તેણે હોય ?

પૃષ્ઠ ૩૮.

૫. નિશાને વાય-નિશાન વાઇ રહ્યાં-વાગી રહ્યાં હતાં. ખમાં ઘાય છે-નિશાન પર ઘા લાગી રહ્યા હતા. ૬ વર વર વાયુ-સારા, સુંદર, મનગમતા વાયુ. ૧૦. ઉછળે-કમાં ઉઠીયાં છે-તંના કરતાં ખનો ઉછલે પાઠ ઠીક લાગે છે. આનંદથી ઉછળી રહ્યાં છે. ૧૩. અગર ધુપે ઉવેખાયો-આ વચન સુગંધ પ્રસરી રહી હતી-ધુપનો સુવાસ ફેલાઇ રહ્યો હતો એવા વર્ણનમાં વપરાય છે. ઉવેખવું એટલે તો ઉપેક્ષા કરવી-ની દરકાર ન કરવી-તુચ્છ ગણવું. આ અર્થ આંહિ બંધ બેસે નહિં. લ. ગો. પટેલના શબ્દ કોશમાં આગળ ધરવું; સુવાસ પ્રસારવો એ બીજો અર્થ આપ્યો છે પણ ઉવેખવું એ શબ્દની વ્યુત્પત્તિ ઉદ્ દ્વિષમાંથી કાઢેલી હોઇ તેવા અર્થ પર બહુ શ્રદ્ધા બેસતી નથી. તે વિષે છેવટનો મત આપવાની હિંમત ધરવા જેવું નથી-માત્ર એક સૂચના તરીકે મૂકી શકાય કે ધૂપે અગર ઉવેખીયો-ધુપ એવો સરસ હતો કે તેણે અગરની સુગંધને પણ હલકી બનાવી-ઉવેખવુંના સામાન્ય રીતે લેવાતા અર્થને આ પ્રમાણે ઘટાવી શકાય તેવું છે. ઉવેખવું એ ઉદ્ દ્વિષ પરથી નહિં, પણ ઉપ ઇક્ષ્-ઉપેક્ષ્ પરથી થએલો શબ્દ છે એ તો વ્યુત્પત્તિ વિષે જરાક પણ સમજ ધરાવનાર સ્વીકારી-સમજી-શકે તેવું છે.

પૃષ્ઠ ૩૯.

૧ વિચાર કરે મન મૂઢીયો-મૂઢિયો-તે મૂઢ-મનમાં વિચાર કરે છે. ૪ મુલ્યવાન મોહોરોનાં સેવનથી આપણું ઝેર ઉતારીશું.

અગર મૂલી મોહરો–મૂલી તે મૂળી લઇ, કોઇ કોઇ મૂળીયામાં રહેતા સારા ગુણનો લાભ ગણી, મૂળી મહોરો એટલે જડી બુટ્ટી જેવાં મૂળીયાં અને મોહરો એમ એક અર્થ કરી શકાય? ૭ રાજકુંવરી વેહેર–રાજકુંવરીની વેરે–સાથે. ૧૩–૧૪. ક માં નીચે પ્રમાણે પાઠ છે.

પાકું ફળ બિલી તણું, પડીયું તેને શીષ,
વિપ્ર જોવાને ત્યાં ગયો, ( શી ) લીલા કરી છે ઈશ.

૧૫. વાગ્યું માથે મરમ–માથા ઉપર મર્મ ભાગપર વાગ્યું. ૧૯ ચર્ચાય–ચર્ચા–બનેલી હકીકત. ય વધારાનો છે. ૨૧ કેસરી–કેસરવાળી સુંદર અરચા– અર્ચા–પૂજા–કપાળે પૂજા વખતે કરેલ કેસરી તિલક.

પૃષ્ઠ ૪૦

૧૨. વૈકુંઠનાથ–ખરી રીતે તો કૈલાસનાથ એમ જોઇએ–પરંતુ શિવ વિષ્ણુમાં સામળે એકતાજ જોઇ છે એટલે વૈકુંઠનાથ એ શબ્દ વાપર્યો છે. ૨૦ બારે વાટે જાય–હજાર રીતે જતું રહે–તદ્દન નકામું થાય.

પૃષ્ઠ ૪૧.

૬. મુંડક મુંડ કટકા થયું–ક માં 'મૂઠ કચુર કડકા થયો છે. ૧૭. અગમ નિગમ–નિગમ–વેદ. અગમ નિગમ=અગમ્ય, એકદમ સમજી ન શકાય તેવી, વેદ વિદ્યા. ૧૯ નાટક ચેટક કર્મમાં કુશળ હોય તેવી અને રૂપ સ્વરૂપમાં પણ સારી હોય તેવી ગુણકા. ૨૨ ખરીદદાર–ખરીદ કરનાર.

પૃષ્ઠ ૪૨.

૪ જે વાણી થકી કર્મને જોરાવર કહે છે તેનો અર્થ એટલોજ કે તે અજાણ છે-સમજતો નથી. ૭. કોઈની પક્ષ-નો પક્ષ વધારે ઠીક કહેવાત. ૧૩ કર્મનું બીજ શું છે, મૂળ શું છે, તે રાજસભા રીઝીને મને કહો ૧૬. કર્મજ રતિ-રતિ એટલે ઘણું થોડું. ૧૭. અંક-આંક-આંકડો-કિમ્મત.

પૃષ્ઠ ૪૩.

૧૧. દુઃખે-દુઃખ વેઠીને-ઉદ્યમથી. ૧૬. અધ્રકે-દુધમાં છાશ-દહિં-કે ખટાશ નાખી મેળવવું તે અધ્રકવું.

પૃષ્ઠ ૪૪.

૨. ભારે મેઘ ને બદલે ખ માં 'જારે ઇંદ્ર'-છે, ભારે ને બદલે જારે-જયારે હોય તો વધારે સારૂં. ૧૬. નવ ગ્રહે=નવે ગ્રહ-બધાજ ગ્રહો. કર્મ પ્રમાણે ખાય ને બદલે ક માં કર્મ પરોણા ખાય છે. ઉદ્યમ બધા કરે છે, અને કર્મ હોય તે પ્રમાણે બધા ખાય છે. એવો અર્થ ખ ના વાંચનથી નીકળે છે. ક ના 'પરોણા' પાઠથી નીકળતો અર્થ એટલો સારો લાગતો નથી.

પૃષ્ઠ ૪૫.

૩ ક માં લોહું પાણીને કર્મજ હાડ એવો પાઠ છે. ૧૧ કથાંતર કહ્યા-જૂદી જૂદી કથારૂપે તે કહ્યું. ૧૩. રાવળું-રાજ્ય-રાજાની બેઠક. કરો રાવળું તાજ-રાજસભા છોડીને-રાજ્યની સેવા ચાકરી છોડીને ચાલ્યા જાઓ. બીજું ચરણ ક માં 'કરે રાવળું રાજ' છે. તેના કરતાં ખ ના પાઠનો અર્થ વધારે ઠીક જણાય છે. ૨૦. કમાં સીને સાંધે સુવર્ણ ઘડે, ઘણો ઘણાને ઘાય એવો પાઠ છે.

પૃષ્ઠ ૪૬.

૧. તસ્કર તોલે જુવટે–એ ખનો પાઠ છે. કમાં તસ્કર તે ળે ભુવટે છે. કના પાઠનો અર્થ બરાબર બેસતો નથી. જુવટે–જુગટે. તસ્કર–ચોર–જુગારથી લે છે-તસ્કરનો અર્થ ચોર છે, એટલે જુવટે જુગારથી ચોર લે છે એમ અર્થ બેસાડતાં મુશ્કેલી પડે છે. ચોરી કરવી એ જુગારના જેવુંજ છે એમ માની અર્થ બેસાડીએ તો કાંઇક અર્થ નીકળે. તસ્કર પણ ઉદ્યમ કરે છે એમ કહેવાનો હેતુ જણાય છે. જરાક કલ્પના કરી 'તસ્કર તોડે ભૂવનો એવો પાઠ લઇએ તો અર્થ સરળ થઇ જાય. તોળે ને બદલે તોડે તો હોઇ શકે– જુવટે, કે ભુવટે બદલે ને ભૂવનો હોઇ શકે ખરૂં ? ભિક્ષા લે શિર ભાર એનો અર્થ પણ બેસે એવું નથી. ખમાં ભિક્ષાને બદલે ભુરવા છે–પણ તેથી પણ અર્થ કાંઇ સુધરતો નથી. ભુરવા એટલે ભિખારી કે મજુર એવો અર્થ હશે? ૧૫ લખ આગળ જે લક્ષ્મી થઇ–૧–ખ; માં લક્ષણ આગળે દાજમાં લહી–એનો પાઠ છે. આમાં દાજમાં એ દાઝમાં વાંચી શકાય. ખ નો કાંઇ અર્થ નીકળે છે. આગલાં લક્ષણ દાઝમાં લઇ, કામકળાએ વાત કહી એમ કાંઇ બેસારાશે.

૧૭ સમતુલ–બંને એકજ અર્થના શબ્દો છે.

પૃષ્ઠ ૪૭.

૧ 'તેમ એક કહું' ન બદલે ક માં 'નામ એક કહુ" છે. ૨. પ્રથમ કર્મ તણું હોય બીજ–ખ માં પ્રથમ કર્મ હૂતું એક બીજ એવો પાઠ છે. ૫ કના પાડનો અર્થ બેસતો નથી.

ખના પાઠમાંથી કાંઈક અર્થ નીકળે ખરા. ઓછું કર્મ હોય તો લક્ષણુ દીસે તેમ ભાર ઉપાડનારો થાય. ૭ અડે (?) લાગુ રહે. ૧૩ આય-તાકાત. અણુગાણે પાય-ઉઘાડે પગે. ૧૫. પાયક-પાયદળ—પગે ચાલનારા નોકર. પાખર-સવાર-ઘોડેસ્વાર નોકર. સદાવ્રત આપે છે વાસ-ત્રાસને બદલે ખાસ હોય તો વધારે સારૂં વાસ-પોતાને વાસ-મકાને. 'પાયક'ને બદલે ક માં 'ગાયક' છે.

પૃષ્ઠ ૪૮.

૪૭ મા પાનાની છેલ્લી લીટીથી બીજી જાતના-ઉદ્યમ કર્યા છતાં તે પ્રમાણે ફળ નહિં પામનારા-બ્રાહ્મણની વાત કહી છે. ૧૯ ને ટળે ઉદ્યમ તરતથી-ક માં તેટલા ઉદ્યમ તરતથી છે અને ખ માં 'ન ટળે' છે-પણ તે બેને મેળવીને ને ટળે કરવાથીજ કાંઈક અર્થ નીકળે છે. ઉદ્યમ તુર્ત કરવાથી, માથે જે મત લખ્યાં છે-મૃત્યુ છે-તે પણ ટળી શકે છે-જરાવાર દૂર રાખી શકાય છે. ચાંપતા ઉપાયથી કેટલાક રોગને હાળી શકાય છે અને મોત સામું આવેલું પણ ઉદ્યમથી કેટલીક વાર તુર્ત માટે તો ટાળી શકાય છે.

પૃષ્ઠ ૪૯.

૧૦ સ્વર્ગ મટામટ રહો-સ્વર્ગમાં જેમ આંખ મટમટાવ્યા વિના દેવો રહે છે એમજ રહો-આંખો મટમટાવવી એ પણ ઉદ્યમ છે માટે તેટલો ઉદ્યમ પણ કરવો જોઇએ નહિં. ૧૧-૧૨. જાગ્ય-પાગ્ય-જગા-પાય. ધન ધન સૌકો ધાય-ધન્ય ધન્ય છે એવા ઉદ્યમને-કે જેને માટે સૌ કોઈ ધાય છે-દોડાદોડ કરી રહ્યા છે.

પૃષ્ઠ ૫૧

૮ મી લીટી પછી ખ પ્રતમાં નીચે પ્રમાણે છેઃ—

શ્રીગોડ માલવી વીપ્ર સુભ, વીરેશ્વર શુભ ધામ;
સામળજી સુભ જેહનો, જાણે ગુજર ગામ.
શેવક શ્રી અંબા તણો, વેગનપુરમાં વાસ;
સુભ કૃપાએ સ્વરસતી, કીધો પોતાનો દાશ.
કીરત તે કવી તણી, નીરમલ રૂડાં નામ;
માતર પ્રગણે મોરવી, ડીંહેજ સીરોમણ ગામ.
વીરેશવર માહદેવ છે, પ્રગટ ભોલો નાથ;
લાખેણો લાડુ ચડે, સ્વામણ ચોખા સાથ.
કૌતક છે તાહાં કારમું, જોવા સરખી જાત્ર;
દરશન ઇચ્છે દેવના, તો માનવ કોઇક માત્ર.
કણબી કરણ શમો વશે, મનજી શુત મહેરાંણ;
રખીદાસ રાજસ વડો, સુભ કરમે સુજાણ;
પુન્યમ પ્રીત્યે કરે, ધરમ કામ ધર ધીશ;
નવાણ ખોદાવાં નવલાં, નીત્ય નિરમલ જીનાં નીર.
વીક્ષાત કવીની સાંભળી, પાઠવીઓ તે પુત્ર;
સામલજીને તેડો સુજમાં, સુભ સંજોગે સુત્ર.
ખાન પાન ભુમી ભલી, વારૂ વત્ર વવેક;
કર જોડી કવીને કહું, પૂછું પ્રસ્નજ એક.
શાસ્ત્ર શકલ મેં સાંભલાં, જાણો તેનો મર્મ;
કરૂણા કર તમો કોહો, ઉદ્યમ વડો કે કર્મ.

ગ્રંથ કરે તે સ્થાનકે, બુધી આપ પ્રમાણ;
સભા સહુમાં સોભીઓ, શામળ કવી સુજાણ.
ભટ એક ભુપત સમો ગુણસાગર ગમાન;
દસુંદી રખીદાસને સુભ પામે સંતાન.
સુણ્યો ગ્રંથ સભા વીખે, પંડીત બેઠા પાસ;
શ્રીગોડ શામક વેદનો, કહે કવી સામલદાસ.
બ્રાહ્મણ આદ્ય કવીજન સહુ, ભાટ ચારણ કવી કોડ;
પગે લાગી પ્રણમું દોઅમાં દેશો ખોડ.
શાસ્ત્ર સાખથી મીહિ કહું, ઉત્તમ કરમ અતીહાસ;
જેજે બોલો મહા રૂદ્રની કેડે કવી સામલદાસ.

તે લીટીઓ હાલમાં નીચે પ્રમાણે લખવી ઠીક ગણાય.

શ્રીગોડ માળવી વિપ્ર શુભ, વીરેશ્વર શુભ ધામ;
સામળજી સુત જેહનો, જાણે ગુર્જર ગામ.
સેવક શ્રી અંબા તણો, વેગનપુરમાં વાસ;
શુભ કૃપાએ સરસ્વતી, કીધો પોતાનો દાસ.
કીરત તેહ કવિ તણી, નીરમળ રૂડાં નામ;
માતર પરગણે મોરવી, સિંહુજ શિસેમણ ગામ.
વીરેશ્વર મહાદેવ છે, પ્રગટ ભોળો નાથ;
લાખેણો લાડુ ચડે, સવા મણ ચોખા સાથ.

---

* આમા વિરામ ચિન્હો છે તે મૂળમાં નથી. તેમાં તો દર ચરણે ।। એમ છે
લીટીઓ છે અને કડી પૂરી થાય ત્યાં ।।૨૧।। એમ છે. (૨૧ એ કડીનો આંકડો છે

કૌતક છે ત્યાં કારમું, જોવા સરખી જાત્ર;
દર્શન ઇચ્છે દેવતા, તો માનવ કોઇક માત્ર.
ઠબુણી કરણુ સમો વસે, મનજી સુત મેહેરાણુ,
રખીદાસ રાજસ વડો, શુભ કરમે સુજાણુ.
પુન્ય મહા પ્રીતે કરે, ધરમ કામ ધરધીશ,
નવાણુ ખોદાવ્યાં નવલાં, નિત્ય નિરમળ જેનાં નીર.
વિખ્યાત કવિની સાંભળી, પાઠવીઓ તે પુત્ર,
સામળજીને તેડયો સુંજમાં, શુભ સંજોગે સુત્ર.
ખાન પાન ભૂમી ભલી, વારૂ વૃત્તિ વિવેક,
કર જોડી કવિને કહ્યું, પૂછું પ્રશ્નજ એક.
શાસ્ત્ર સકળ મેં સાંભળ્યાં, જાણ્યો તેનો મર્મ,
કરૂણા કરી તમો કહો, ઉદ્યમ વડો કે કર્મ.
ગ્રંથ કર્યો તે સ્થાનકે, બુદ્ધિ આપ પ્રમાણ,
સભા સહુમાં શોભીઓ, સામળ કવિ સુજાણ.
ભાટ એક ભૂપત સમો, ગુણસાગર ગમાન,
દસુંદી રખીદાસને, શુભ પામે સંતાન.
સોંપ્યો ગ્રંથ સભા વિષે, પંડિત બેઠા પાસ,
શ્રીગોડ શામક વેદનો, કહે કવિ સામળદાસ,
બ્રાહ્મણ આદિ કવિ જન સહુ, ભાટ ચારણ કવિ હોડ,
પગે લાગી પ્રણમું, કોઇ મા દેશો ખોડ.
શાસ્ત્ર શાખથી મેં કહ્યા, ઉદ્યમ કર્મ ઇતિહાસ;
જે જે બોલો મહારૂદ્રની, કહે કવિ શામળદાસ.

આધુનિક વાચકો માટે જૂનાં કાવ્યોની નકલ કેવી કરવી એ જરા કઠણ પ્રશ્ન થઇ પડે છે. એક તો જૂની જોડણી જુદી; બીજું લહીઆઓએ તેમાં પોતાના જ્ઞાનાજ્ઞાન પ્રમાણે અનેક સુધારા વધારા કર્યા હોય તેનું તારણ કરવું, તુલના કરવી; ત્રીજું હાલના સમયમાં પણ જોડણીની અનેક પ્રતિની ભિન્નતા; ચોથું સામાન્ય લોકની રૂચિ એક તરફ, પંડિતોની બીજી તરફ, અને વિદ્યાર્થીઓની વચગાળામાં લટકતી વૃત્તિ; પાંચમું ગમે તટલી કાળજી રાખો તો પણ છાપનારાઓની મુંઝાવી નાખનારી ગડબડ; આ બધા કારણો ભેગાં થવાથી એક ધોરણ નિશ્ચિત કર્યું નથી-થઇ શક્યું નથી-તો પણ ઉપર આપેલા એ ઉતારા પરથી સાધારણ રીતે, કયું ધોરણ રાખવામાં આવ્યું છે તે જાણી શકાશે. આશા છે કે નવા વિદ્યાર્થીઓ આવી આવી બાબત પર કાંઈક ધ્યાન રાખતા થશે, કાંઈક રસ લેતા થશે અને ભવિષ્યમાં ગુજરાતી ભાષાનું સ્વરૂપ નિશ્ચિત થઇ સર્વમાન્ય બનાવવામાં સારો ભાગ લેતા થશે.

---

# શબ્દકોષ.

**નોંધ**--શબ્દકોષમાં કાંઉસમાં સ લખ્યો છે તે સંસ્કૃતને માટે છે; ના નામ માટે, વિ વિશેષણ માટે છે. સ પછી જે શબ્દ આપ્યો છે તે શુદ્ધ સંસ્કૃત શબ્દ છે. કાંઉસમાં ૧-૨-૩ લખ્યા છે તે એક શબ્દના જૂદા જૂદા અર્થ છે.

અગોચર (વિ) (સ)=ન દેખી શકાય તેમ. ગો=આંખ. ગોચર=આંખે ચડે તેવું. અગોચર=આંખે ન ચડે--ન દેખાય તેવું.

અજીત ( વિ ) (સ)=ન જીતી શકાય તેવું.

અડે-અડવું=અડકવું. (૨) લાગુ રહેવું.

અધસસ્તો=અર્ધો શ્વાસ ગયો હોય તેવો.

અણછતું (વિ) છાનું: બીજાને ખબર ન પડે તેમ.

અધ્રકે-અધ્રકવું=મેળવવું: આ ખરવું; દુધમાં ખટાશ નાખવી (દહીં બનાવવા માટે.)

અંતર (ના)=તફાવત.

અભ્યાગત=આવેલો; મહેમાન.

અરગજા-એક જાતનો સુગંધી પદાર્થ.

અરચન (સ. અર્ચન)=પૂજન, પૂજા.

અર્ણવ (સ)=દરિયો.

અવસાન (સ)=છેડો; અંત; મૃત્યુ.

અહાર (સ. આહાર)=ખોરાક; ખાવાનું.

આઘેરા=આઘે; દૂર.

આચર્ણ-આચરણ=વર્તવું તે.

આદર=માન.
આભૂષણ=અલંકાર; ઘરેણું.
આયુધ=હથિયાર.
ઉદક=પાણી.
ઉદીઓ (સ. ઉદિત)=ઉદિત થયો; ઉગ્યો.
ઉમેલો=છોડને થતો એક જાતનો રોગ.
ઉવેખે-ઉવેખવું (સ. ઉપેક્ષ)=ઉપેક્ષા કરવી; ની દરકાર ન કરવી; હલકા-તુચ્છ ગણવા.
ઉહુલાસ=હુલ્લાસ; હોંસ.
ઓળે ગયો=ફોકટ ગયો.
ઓચ્છવ (સ. ઉત્સવ)=ખુશાલી; હર્ષ.
ઓરતો=લ્હાવો; ઇચ્છા. ઓરતો રાખીશ માં મનમાં જે કાંઇ ઇચ્છા હોય તે દબાવી રાખીશ નહિ.
કંચુવો=કંચુકી; ચોળી.
કથાંતર=બીજી કથા. (૨) કથાની અંદર.
કરંડ=કરંડિયો
કામ ધનુષ=કામદેવનું ધનુષ.
કામરૂ-દેશનું નામ.
કાર=આબરૂ; વક્કર; ભાર.
કાસદું=કાસદનું કામ; સંદેશા લઇ જવા લાવવાનું કામ.
કૂટાય-કૂટાવું=અથડાવું; હેરાન થવું.
કોડ=હોંસ; ઇચ્છા; અભિલાષ.
કોપ=ગુસ્સો.
કૌતુકી=કૌતક કરનાર.
ક્ષિપ્રા-નદીનું નામ છે.
ખટ=છ.
ખાંખોલણ=ખોળાંખોળા; શોધં શોધા; અહિ તહિ ખણી ખોળી જોવું તે.
ખલવાટ (સ. ખલ્વાટ) જેને માથે ટાલ હોય તે; ટાલિયો જૈન જતિ માથે મુંડન કરાવ ટાલ જેવું રાખે છે તેથી જૈ. જતિને માટે તે શબ્દ વપરાયો છે.
ખીર (સ. ક્ષીર)=દુધ.
ખુરાસાન દેશના એક ભાગ.

નામ.
ખોડ=ખોટ; ખામી.
ગર્થ=નાણાં; પૈસો; ધન.
ગળથુથી-નાનું છોકરૂં ધાવતાં શીખે ત્યાં સુધી તેના મોઢામાં ગોળ ઘી તથા પાણી ભેગાં કરી રૂના પુમડાવતી મોઢામાં ટીપે ટીપે મૂકવામાં આવે છે તે.
ગૌબ્રાહ્મણ=ગાય અને બ્રાહ્મણ
ઘરદેવ=ઘરના દેવ=પતિ; ધણી.
ચંદ્રવદની (નારી જાતિ)=ચંદ્ર જેવું જેનું વદન છે તેવી સ્ત્રી.
ચિત્રામણ-ચિત્ર. ચિત્રામણ લેખ-કેમ જાણે ચિત્રમાં આ લેખાયા હોય તેવા.
છેક-છેહ=(૧) છેડો (૨) છેદ-કાપ (૩) દગો; પ્રપંચ.
જદા-તદા=જ્યારે-ત્યારે.
જનક=પિતા.
જસ (સ. યશસ્)=જશ; કીર્તિ.
જાચક (સ. યાચક)=જાચનારા; માગનારા.
જુવતી (સ. યુવતિ) જુવાન સ્ત્રી.
જુગદીશ-જગદીશ=જગતનો ઇશ-ધણી; પરમેશ્વર.
જેર-સ્ત્રીઓને પગમાં પહેરવાનું એક ઘરેણું.
જ્યોત (સ. જ્યોતિ)=પ્રકાશ; તેજ.
ટેલ-બ્રાહ્મણ અગર બીજો કોઇ જાચક અમુક શબ્દો વારંવાર બોલ્યા કરી પોતાનું ધારેલું પાર પડતાં સુધી કર્યા કરે છે તેને ટેલ નાખવી કહે છે.
ઢુકડું=નજીક.
તપેસરી=ઘણું તપ કરનાર; મોટો તપસ્વી.
તત્ખેવ=તત્ક્ષણ, તત્કાળ [સ. ક્ષિપ્ર-પ્રાકૃત ખિપ્પ પરથી ખેવ.
તાન=ધુન; લેહ; તોર. (૨) રાગમાં તાન મારવી તે.
તાંદુલા-તાંદુલ=ચોખા.
તિલ=તલ.
તૃણવત્=ઘાસ જેવું નકામું; તુચ્છ.

ત્યાજ=ત્યાગ.
ત્રટ (સ. તટ)=તીર; કાંઠો.
દાતાર=આપનાર.
દારા=પત્ની.
દારિદ્રય=દરિદ્રતા.
દીપક=દીવો.
દુવાત=ખડીઓ.
દ્વિજ=બ્રાહ્મણ. એ શબ્દના બીજા પણ અર્થ થાય છે. બેવાર જન્મે-આવે-તે દ્વિજ-દાંત. પક્ષી એ પણ દ્વિજ કહેવાય.
દ્વિજવર=મોટો, સારો બ્રાહ્મણ.
ધનપતિ-ધનનો રાજા; પૈસાદાર; સાહુકાર.
ધીર=ધીરજ.
ધુનીયો-ધુની=ધ્વનિ-વેદની ધુનીયો કરે-મોટા અવાજે વેદના પાઠ કરે.
નાગ=સાપ.
નાદ=(૧) અવાજ (૨) અહંકાર (૩) છંદ, લત.
નામું-નમાવું.
નિત નિત-નિત્ય નિત્ય=હંમેશા
નિરભાગી-નિર્ભાગી=ભાગ્યહીન
નિરોગી=આરોગ્ય; રોગવિનાનું
નીર=પાણી.
નીરવાણ-નિર્વાણ=નક્કી; ખચિત.
નૈષધ-દેશનું નામ છે.
નીશાળ-સંસ્કૃત લેખશાળાપરથી લેહશાળા-નેહશાળ-નેશાળ-નીશાળ એમ ઉતરી આવેલો શબ્દ છે.
પંચામૃત=પાંચ અમૃત. દુધ, દહિં, ઘી, મધ, સાકર એ પૂજનનાં પંચામૃત ગણાય છે.
પટરાણી=પહેલાં પરણેલી-રાજા સાથે રાજ્યાસાનમાં જેને ભાગ આપવામાં આવે- જેને રાજ્યાભિષેક થયો હોય તે રાણી. પટ્ટરાણી પરથી પટરાણી.
પરવરવું=જવું.
પરભાત (સ. પ્રભાત)=પરોઢીયું
પરહરો-પરહરવું=તજવું.

પસાય. (સ. પ્રસાદ)=કૃપા; મહેરબાની.

પાખર=જેને ઘોડાને પાખરવા પડે છે તે-ઘોડેસ્વાર.

પાય=પગ.

પાયક=પગે ચાલનાર; પાળો.

પાટ રાજપાટ-રાજની ગાદી; રાજનો કારભાર.

પાતક=પાપ.

પાખંડી=ઢોંગી.

પાંગળો=લુલો, પગે ખોટવાળો.

પોળ (સ. પ્રતોલિ)=દરવાજો.

પ્રતિહાર=દરવાન.

પ્રફુલ્લિત=વિકસેલ.

પ્રાશન=ખાવું તે.

પ્રીછે-પ્રીછવું=જાણવું.

પ્રોઢો-પ્રોઢ=પીઢ; મોટો; પુખ્ત

બગ=બગલો.

બંદીજન=ભાટ ચારણ; વખાણ કરનારી જાતના લોકો.

બાજીગર=હાથ ચાલાકીના ખેલ કરનાર; મદારી; સાપ વગેરેને પકડનાર.

ભાણ (સ. ભાનુ) સૂર્ય.

ભૂષણ=અલંકાર; આભૂષણ.

ભેદ=(૧) રહસ્ય-ખરો સાર. (૨) તફાવત.

ભોગ=ભોગવવું તે.

ભ્રગુટી-ભ્રકુટિ=ભમ્મર.

મઘડુ-દેશનું નામ છે.

મણિધર=જેને માથે મણિ હોય તેવો સર્પ.

મથ્યા-મથવું=ઘસવું; શ્રમ કરવો.

મનસા (સ. મનીષા)=ઇચ્છા.

મહિપત-મહીપતિ=રાજા.

માગણ=માગનારા; જાચક.

માનુની=સ્ત્રી.

માનુભાવ--મહાનુભાવ==મોટા માણસ.

મામ=મમતા; મોટાઇ; અહંકાર.

મારૂ-દેશનું નામ છે.

મીન=માછલું.

મુજરો=નમસ્કાર; સલામ; પ્રણામ; મોટા માણસ પાસે

જતાં નમ્રભાવે કુરનસ બજા-
વવી તે. (ગુણકા મુજરો કરે
છે તે અર્થ જૂદો છે.)
મૂષક=ઉંદર.
મૃગલોચની-મૃગ-હરણના જે-
વાં જેનાં લોચન છે તેવી સ્ત્રી.
મૃદંગ=પખવાજ; બે હાથે વ-
ગાડવાનું વાજીંત્ર-પખાજ.
મેદપાટ=મેવાડ.
મોદિક-મોદક=લાડુ.
રઢીઆળી=સુંદર; શોભિતી.
રણ=(૧) ઋણ-કરજ. (૨) સં-
ગ્રામ; લડાઇ.
રસના=જીભ.
રામા=સ્ત્રી.
રાવળું=રાજ્ય-રાજ્યની બેઠક.
લયલીન=લેહમાં લીન; પોતાના
તાનમાં મશગુલ.
લવરી=બકબકાટ; અર્થ વગ-
રનું બોલ્યા બોલ કરવું તે.
લોચન=આંખ.
વંક=વાંક
વંઝા=વાંઝણી.

વણસે-વણસવું=બગડવું.
વનિતા=સ્ત્રી.
વર (ના)=પતિ (વિ) સારૂં
વરતિયો=વર્તિક; જૈન જતિ.
વર્ણ=લોકની જાતિ. (૨) રંગ
(૩) શરીરની કાન્તિ.
વાચ=વચન.
વાડવ=બ્રાહ્મણ.
વાણ=વાણી.
વાદ=ચર્ચા.
વાર=(૧) વખત (૨) દિવસ
(૩) પાણી.
વારાંગના=ગુણકા.
વાયક=વચન.
વાસ=(૧) રહેઠાણ (૨) ગંધ.
વિકાસ્યું-વિકાસવું=ઉઘાડવું;
પહોળું કરવું.
વિપરીત=ઉંધું.
વિષવાદી=વાદી; વિષવાળાં જાન-
વરોને વશ કરનાર.
વૃષ્ટ (સ. વૃષ્ટિ)=વરસાદ.
વેઠાણી=વેઠી શકાઈ; સહન
થઈ શકી.

વેણી=અંબોડો.
વેંઢારછ=વેંઢારે છે–નકામો ઉ-
પાડે છે.
શત્રુ=દુશ્મન.
શિખ=(૧) શિખા. માથાપર
ચોટલી તરીકે રખાતા વાળ.
(૨) રજા ( શિખ માગવી )
(૩) શિક્ષા=શીખામણ.
શીશ=માથું.
શૂલપાણિ=જેના હાથમા શૂલ
છે તે; શંકર.
ષોડશ=સોળ.
સંચરી–સંચરવું: નીકળવું, ઉ-
પડવું.
સંહાર=મારવું તે.
સનમુખ-સન્મુખ=સામે મોઢે.
સમશેર=તરવાર
સરિતા=નદી.
સહોદર=ભાઇ.
સાખ=સાક્ષી; પુરાવો.
સાન=ઇસારો.

સુખડી=સારૂં સારૂં ખાવાનું.
સુખપાલ=એક જાતની હડદોલો
ન લાગે તેવી પાલખી.
સુમ=લોભી.
સૃષ્ટ=સૃષ્ટિ.
સેવ=સેવા; ચાકરી.
હયપતિ=ઘોડાઓનો પતિ; જે-
ને ઘેર ઘણા ઘોડા હોય તે.
હરસિદ્ધ=હરસધ માતા; જેનું
મુખ્ય સ્થાન ઉજ્જેણીમાં છે–
બીજું સ્થાન કાઠીયાવાડમાં
પોરબંદર પાસે મિઆણી ગામ
પાસે છે.
હવન=દેવ દેવતાઓને પ્રસન્ન
કરવા અગ્નિમાં ઘી જવ વગેરે
નાખી હોમ કરવો તે.
હામ=હિમ્મત.
હોંકારડો=હોંકારો; વાર્તા થતી
હોય ત્યારે સાંભળનારાઓ-
માંથી એક જણ હું હું કરી
હોંકારો આપે તે.